# ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસમાં વેચાતાં પુસ્તકો

**શ્રીઅધ્યાત્મ રામાયણ** રૂ. આ.

રામાયણનો આધ્યાત્મિક અર્થ સમજવા માટે અને પરમાત્મા શ્રીરામનું અદ્ભુત ચરિત્ર સમજવા માટે કૂંચી રૂપ આ ગ્રંથ છે. સાતે કાણ્ડોનું સુંદર સરળ ગુજરાતી ભાષાંતર, શ્લોકોના આંકડા અને ઉત્તમ ચિત્રો સાથે.... ... ... ... ... ૩-૦

## જ્ઞાન-કર્મસહ ભક્તિના સિદ્ધાંતો સમજાવનાર ત્રણ નવા સરળ ગ્રન્થો

**શ્રીજ્ઞાનસૂર્યોદય અથવા ભક્તરાજનો સદુપદેશ**

ભાગ ૧ લો

મનુષ્યના હૃદયમાં જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય એટલે ભગવાનનું ઐશ્વર્ય, માહાત્મ્ય જણાય અને તેથી તે તેની ભક્તિ કરવા લાગે છે, તેથી આ ગ્રંથમાં ભગવાનની ભક્તિ કેવા પ્રકારે કરવી, કોણે કોણે અગાઉ ભક્તિ કરી છે, તેમને ભગવાન કેમ મળ્યા, મૂર્તિપૂજા-નવધા ભક્તિનું સ્વરૂપ, ભક્તોનાં દૃષ્ટાંતો, સત્પુરૂષ અને સત્સંગ વગેરે વિષયો દાખલા દલીલ અને પ્રમાણોથી એવી રીતે સમજાવ્યા છે કે આ પુસ્તક નાસ્તિકને આસ્તિક કરે, અને આસ્તિકનો ભાવ દૃઢ કરે તેવું છે ... ... ૨-૦



**યક્ષ અને યુધિષ્ઠિરનો સંવાદ**

ચાર ભાઈઓ નિશ્ચેતન પડ્યા છે અને પાસમાં યુધિષ્ઠિર અને યક્ષ વચ્ચે ધર્મતત્ત્વ સંબંધી સંવાદ ચાલી રહ્યો છે.

# યક્ષપ્રશ્નોત્તર

અનુવાદકઃ સ્વ. પ્રાણજીવન હરિહર શાસ્ત્રી

સંશોધકઃ }
મુદ્રકઃ } નટવરલાલ ઇચ્છારામ દેશાઈ બી. એ.

છાપવાનું અને મળવાનું ઠેકાણું—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગસ, એલફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ નં० ૧.

ઈ. સ. ૧૯૨૮ વિ. સં. ૧૯૮૪

## ધર્માચરણ

ऊर्ध्वबाहुर्विरौम्येष, न च कश्चिच्छृणोति मे।
धर्मादर्थश्च कामश्च, स धर्मः किं न सेव्यते ?

ભારત સાવિત્રી

धर्म एव हतो हन्ति, धर्मो रक्षति रक्षितः।
तस्माद्धर्मं न त्यजामि मा नो धर्मो हतोऽवधीत्।
आनृशंस्यं परो धर्मः परमार्थाच्च मे मतम् ॥

યુધિષ્ઠિરનું જીવનસૂત્ર

મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ્સ, એલફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ નં. ૧.

श्रीहरिः

# પ્રસ્તાવના



આ જગતમાં જન્મીને મનુષ્યે શું કરવાનું છે? એ પ્રશ્નનો ઉકેલ સહેલો નથી; અને તે માટે ઘણી દ્રષ્ટિએ ઘણાં પુસ્તકો લખાયાં છે. તેમાં પણ મહર્ષિ વ્યાસ ભગવાને શ્રીમહાભારતનો એક લાખ શ્લોકવાળો ગ્રન્થ તો મુદ્દામ તેટલા માટે જ લખ્યો છે. એમાં પણ ઘણાકોને એક જૂના ઇતિહાસનું દર્શન થાય છે, પણ તે ઇતિહાસ શૃંખલાબદ્ધ મળતો નથી; અને મહાભારતનાં પાત્રો અર્ધ દૈવી તેમ જ અર્ધ માનુષિ જણાય છે, એટલે એમાં આધુનિક સમયે જે અર્થમાં ઇતિહાસ શબ્દ લેવાય છે તે અર્થમાં મહાભારત એ ઇતિહાસ જ નથી, પણ ત્રિકાલબાધ્ય ધર્મોપદેશનો જ એક ઉત્તમ ગ્રન્થ છે, એવું જુની પરિપાટીવાળાઓનું માનવું છે, અને વિચાર કરતાં એક રીતે તે મત યુક્ત છે. મહાભારતમાં અનેક ચરિત્ર પ્રસંગોમાં ધર્મોપદેશનાં કથનો શ્રીવ્યાસજીએ ગુંથ્યાં છે, અને તેવા પ્રસંગોમાંનો આ એક **યક્ષપ્રશ્નોત્તરવાળો** પ્રસંગ છે. એ પ્રસ્તુત ભાગ પ્રસન્ન, ગંભીર અને વ્યાસજીની પરમોચ્ચ બુદ્ધિનું ફળ છે એવું સ્પષ્ટ વાંચનારને જણાયા વગર નહિ રહે. એમાંના કેટલાક વિચારો ભગવદ્ગીતા, અનુગીતા વગેરે ગ્રન્થોમાં દર્શાવાયલા વિચારો સાથે મળતા આવે છે, અને ધર્માચરણ શીખવવાનો મુખ્ય ઉદ્દેશ એમાં છે. યક્ષપ્રશ્નોત્તર એ શ્રીવનપર્વનો અંતિમ ભાગ છે, અને તે ઘણી ઉત્તમકળાથી વ્યાસજીએ ગોઠવ્યો છે અને તેનો સંબંધ વૈરાટ પર્વ સાથે રાખ્યો છે. "ગુજરાતી" પ્રેસ તરફથી ફરીવાર છપાતા મહાભારતનું વાંચન કરતી વખતે આ પ્રસંગવાળો ભાગ છુટો પાડી, મૂળ શ્લોક તેમાં ઉમેરી અને થોડી વિશેષ સમજુતિ સાથે આપી ગુજરાતી

પ્રજાને અર્પણ કર્યો હોય તો તે ધર્મપ્રિય પ્રજાને પસંદ પડશે, એવું ધારીને આ નાની પુસ્તિકા પ્રકટ કરી છે. આ પુસ્તક પ્રકટ કરવામાં બીજું પણ એક કારણ છે. જ્યારે મહાભારતનું ગુજરાતી ભાષાંતર અમારા પૂજ્ય સ્વર્ગવાસી પિતાશ્રી પોતાની દેખરેખ નીચે કરાવતા હતા ત્યારે તેમણે આ પ્રસંગ વિષે એકવાર ઉલ્લેખ કરેલો અને આ પ્રકરણ ટીકા, ટિપ્પણ અને સવિસ્તર સમજુતિ સાથે પ્રકટ કરવાની ઈચ્છા દર્શાવેલી, પણ અનેક વ્યવસાયોને લીધે આ પ્રમાણે કરવાનું બની આવ્યું નહિ. પૂજ્ય તાતશ્રીની તે સનાતન શુભેચ્છા આજે અમારા દ્વારા પાર પડે છે, અને તેવો યોગ આણી આપવા માટે પરમેશ્વરનો પાડ માનીએ છીએ, અને એક રીતે એક ઋણ પણ અમારા હસ્તે ફીટે છે તે જાણીને અમને હર્ષ થાય છે.

યક્ષપ્રશ્નોત્તરનો ગ્રન્થ અતિગૂઢ, માર્મિક, અને ગંભીર છે; અને વ્યાસવાણીનો પ્રસાદ પામીને એ જ ધોરણે ત્યાર પછી શ્રીમાન્ શંકરાચાર્ય વગેરે સંતો અને આચાર્યોએ પ્રશ્નોત્તરમાલિકાઓ વગેરે નાના પ્રકરણગ્રન્થો રચેલાં લાગે છે. આ પ્રકારના ગ્રન્થોમાં પ્રશ્ન હમેશાં સાદો હોય છે, પણ તેનું ઉત્તર હમેશાં સાધારણ માણસ આપવા લલચાય તેથી ઉલટું જ હોય છે, અને તે ઉત્તરનો મર્મ જ્યારે આપણી સમજમાં આવે છે ત્યારે તે જાણીને હૃદયમાં એક પ્રકારનો અવર્ણનીય આનંદ થાય છે અને કર્તા વિષે પૂજ્ય બુદ્ધિ પ્રકટે છે. આ યક્ષ પ્રશ્નોત્તરમાં યુધિષ્ઠિર રાજા ધર્મ માટે કેટલું સાહસ ખેડે છે તે જણાઈ આવે છે, અને ધર્મ માટે કંઠે પ્રાણ આવે છે, છતાં પણ પોતાના નાના ભાઇઓને મૂકી પાણી પીવાને અને બીજાના અધિકારની બાબત વિષે હસ્તક્ષેપ કરવાનું પણ સુદ્ધાં ના પાડી, અત્યંત તરસથી પીડાતા છતાં યક્ષના ૧૨૪ પ્રશ્નોનો, ધર્મને હૃદયમાં ધારણ કરીને ઉત્તરો આપે છે, તે વાંચતાં કોના હૃદયને કરૂણ રસથી ભીની આનંદકારી લાગણી પેદા નહિ થાય? અને ધર્મબુદ્ધિથી વર્તવાથી જ અંતે તેનો અનેક

સંકટોને અંતે જય થાય છે એ તત્ત્વ વ્યાસજીએ દર્શાવી આપ્યું છે. વળી આ ગ્રન્થ કાવ્ય, અલંકાર, અને રસ (કરૂણ)ની દ્રષ્ટિએ પણ ઉત્તમ છે. પણ તે સર્વ અત્રે દર્શાવવાનું સ્થળ નથી. સુજ્ઞ વાચકો તેનો રસ લઈ ધર્માચરણ પ્રતિ વળે એ આ ગ્રન્થ પ્રકટિ-કરણનો મુખ્ય ઉદ્દેશ છે.

આખા મહાભારત ઉપર ટીકા લખનાર શ્રીનીલકંઠે આ પ્રશ્નોમાં વેદાંત ઘટાવવા મોટો પ્રયત્ન કર્યો છે અને ઉપલક દ્રષ્ટિએ જોતાં દેખીતાં અસંબદ્ધ વેરાયલા છુટા છુટા સર્વ પ્રશ્નોમાં એક સૂત્રતા વ્યાપી રહેલી છે તે દર્શાવ્યું છે, પણ એ વિષય સાધારણ તેમ જ ઉંચી કક્ષાના માણસને પણ એકદમ સમજાય તેમ નથી. શ્રીનીલકંઠે કરેલા અર્થો ઘણા જ ગૂઢ અને માર્મિક છે, અને કોઇ વાર પ્રથમ દ્રષ્ટિએ જોતાં જાણે કે ઘણા તાણી તુસીને કરેલા લાગે છે, પણ સમગ્ર વિચાર કરતાં તેની યોજના સારી લાગે છે અને તેનાં બુદ્ધિચાતુર્ય માટે તથા વેદાંતના જ્ઞાન વિષે આપણને અત્યંત માન ઉત્પન્ન થાય છે. ધર્મશાસ્ત્રના જ્ઞાન વિના અને વેદાંતની થોડી ઘણી પરિભાષા સમજ્યા વિના એના કરેલા અર્થો એકદમ સ્પષ્ટ સમજાશે નહિ. તેટલા માટે અમે કોઇ કોઈ સ્થળે વિશેષ સમજુતિ યથામતિ આપી છે, તે વાંચનારને માર્ગદર્શક થઈ પડશે.

સામાન્ય રીતે આમાં યક્ષે એક એક શ્લોકમાં ચાર ચાર પ્રશ્નો, અને યુધિષ્ઠિર રાજાએ પણ બનતાં સુધી એક એક શ્લોકમાં જ તેના ઉત્તરો આપ્યા છે. માત્ર ત્રણ ચાર સ્થળોએ ત્રણ ચાર શ્લોકો કર્યા છે; અને ત્યાં તે પ્રશ્નોનું મહત્ત્વ જણાય છે. ઉત્તરો ટુંકા પણ રહસ્યમાં મોટા અને ગંભીર છે. તે ઉત્તરોમાં બે સ્થળે મને ક્ષેપક શ્લોકો લાગ્યા છે, તે કારણ સહિત ત્યાં દર્શાવ્યું છે, પણ તે શ્લોકો મારી પાસની હસ્તલિખિત પ્રતોમાં તેમ જ છપાયલી પ્રતોમાં છે, એટલે તે કેટલે અંશે ક્ષેપક માનવા એ નક્કી કરવાનું વિદ્વાનોનું કામ છે. વળી ગણપત કૃષ્ણાજીના મહાભારત કરતાં શ્રી

કુંભકોણમાં છપાયલા મહાભારતમાં કેટલાક શ્લોક વધારાના છે તે મેં આ ભાષાંતરમાં લઈ લીધા છે. અને તે સિવાય ટીકાને આધારે પ્રશ્નોત્તરોમાં આવતા વિષયોના મથાળાં મારા તરફથી કરેલાં છે. અને ટીકાકારના મત પ્રમાણે મેં પણ એક સૂત્રતા અને એક વાક્યતા ગોઠવવાનો પ્રયત્ન કર્યો છે. પ્રશ્નોત્તરોનો આખો વિચાર કરતાં એમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય, બ્રહ્મ અને ઈશ્વર તત્ત્વ, જીવ અને જગતનો વ્યવહાર, અને આ સંસારમાં કેવી રીતે ધર્માચરણ કરવાથી મનુષ્યનો સુખ અને મોક્ષ પ્રાપ્ત થાય તે દર્શાવ્યું છે. આ નાનું પુસ્તક વાંચનારને આમાંથી કંઇ ને કંઈ ગ્રહણ કરવા યોગ્ય માલમ પડ્યા વગર નહિ રહે.

ધર્મ એટલે શું ? એ પ્રશ્નનો ઉત્તર આપવો કઠણ છે; છતાં મહર્ષિ વ્યાસજી જેવું ધર્મનું સ્વરૂપ માનતા હતા, અને યુધિષ્ઠિરે જે જાહેર જણાવ્યું છે, તેના બે શ્લોકો પ્રસ્તાવનાની સામેના પાના ઉપર આપેલાં છે, એટલે એ સંબંધમાં અત્રે વિશેષ લખવાનું યોગ્ય ધારતો નથી. મૂળ ગ્રન્થનું ભાષાંતર અમારા પ્રેસના સ્વ. શાસ્ત્રી પ્રાણજીવન હરિહરે કરેલું, અને તેને મૂળ ગ્રન્થ સાથે મેળવી શક્ય દોષો કાઢી નાંખી સંશોધનનું થોડુંક કાર્ય મારા હાથે થયેલું છે. છતાં મુદ્રણ દોષો થયા હોય તો તે સુધારી વાંચી લેવાની અને તે તરફ મારૂં ધ્યાન ખેંચવાની નમ્ર વિનતિ છે.

મુંબઈ. માગશર વદ ૯ શનિ
શ્રી ગુંસાઇજીનો ઉત્સવ
સં. ૧૯૮૪

નટવરલાલ ઇચ્છારામ
દેશાઈ

---

**સુધારો**–પ્રશ્નની સંખ્યા બધી મળીને ૧૨૪ની છે, પણ મુદ્રારાક્ષસની ગડબડથી ભૂલ થઇ છે, તે અનુક્રમણિકા ઉપરથી સુધારી લેવા વિનતિ છે.

# અનુક્રમણિકા

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

# ⊰ યક્ષપ્રશ્નોતર પર્વ* ⊱



## અધ્યાય ૧ લો

### એક મૃગનું ચમત્કારિક પરાક્રમ

જનમેજય પૂછે છે; હે વૈશંપાયન મુનિ! જયદ્રથ દ્રૌપદીનું હરણ કરી ગયા પછી, પાંડવોને મહાકષ્ટ પડ્યું અને જયદ્રથનો પરાજય કરીને દ્રૌપદીને પાછાં મેળવ્યાં પછી પાંડવોએ શું કર્યું? તે મને કહો.[1]

વૈશંપાયન કહે છે; હે જનમેજય! દ્રૌપદીનું હરણ થયાથી પાંડવો બહુ જ દુઃખી થઇ ગયા હતા, તેથી ધર્મ-શીળ ધર્મરાજા, પોતાના બંધુઓ સાથે કામ્યક વનનો ત્યાગ કરીને, નાના પ્રકારનાં પુષ્કળ વૃક્ષવાળાં, સ્વાદિષ્ટ ફળ, ફુલ તથા કંદથી ભરપૂર, અને રમણીય એવા દ્વૈત-વનમાં પાછા આવ્યા;[2-3] અને વ્રતધારી, ફલાહાર કર-નારા તથા મિત આહાર કરનારા ધર્મરાજા, ભીમ, અર્જુન, નકુળ તથા સહદેવ, એમ પાંચે પાંડવો દ્રૌપદીની સાથે

---

* શ્રીમન્મહાભારતના ત્રીજાપર્વ વનપર્વના અંતભાગમાં આરણેય પર્વ નામનું પર્વ છે, તેનો વિષય યક્ષ અને યુધિષ્ઠિર વચ્ચે થયેલા પ્રશ્નોતરો છે, અને તેને લગતો કેટલોક કથા ભાગ છે. તેના અધ્યાયો ૩૧૧ થી ૩૧૪ સુધીના ચાર છે. અત્ર સુગમતા માટે અધ્યાય ૧, ૨, ૩, ૪. એવો ક્રમ રાખ્યો છે.

દ્વૈતવનમાં રહેવા લાગ્યા.[૪-૫] પરાક્રમ કરનારા, ઉદાર મનના, શત્રુને તપાવનારા અને નિયમોને ધારણ કરનારા પાંડવોએ, પરિણામે સુખકારક મોટાં દુઃખો ભોગવ્યાં હતાં.[૬] તે કુરુવંશ શ્રેષ્ઠ પાંડવોએ એવા વનમાં વસીને જે જે સુખ પરિણામવાળાં કષ્ટો સહન કર્યાં હતાં તે હું તને કહું છું તે તું સાંભળ.[૭]

## અગ્નિમંથનના કાષ્ઠનું હરણ

કોઇ એક તપસ્વી બ્રાહ્મણે, અગ્નિમંથન કરવાનું અરણીના કાષ્ઠવાળું એક યંત્ર, એક ઝાડ ઉપર ભેરવ્યું હતું. ત્યાં એવું બન્યું કે એક મૃગ ત્યાં આવીને તે ઝાડ સાથે વળગાડેલા તે કાષ્ઠની સાથે પોતાનાં શિંગડાં ઘસવા લાગ્યો, એટલે તે અગ્નિ મથવાનું યંત્ર, અરણીની સાથે તેના શિંગડાંમાં ભરાઇ ગયું.[૮] હે રાજા! તે મૃગ શરીરે મોટો હતો અને મોટા વેગવાળો હતો. તે મૃગ અગ્નિ મથવાનું તે યંત્ર લઇને, ત્વરાથી દોડતો દોડતો બીજા આશ્રમમાં નાસી ગયો.[૯] હે કુરુવંશશ્રેષ્ઠ! અગ્નિ મથવાનું અરણીના કાષ્ઠોવાળું યંત્ર,પોતાના શિંગડામાં ભરાઇ ગયું હતું તેને લઇને મૃગ નાસી ગયો, તે જોઇને અગ્નિહોત્રની રક્ષા કરવાની ઇચ્છાથી તે બ્રાહ્મણ, ઉતાવળો ઉતાવળો જ્યાં પાંડવો બેઠા હતા ત્યાં આવ્યો.[૧૦] તે સમયે અજાતશત્રુ, ભાઇઓની સાથે વનમાં બેઠેલા હતા. તેની પાસે તે બ્રાહ્મણ આવ્યો ને ખેદ કરતો આ પ્રમાણે કહેવા લાગ્યો;-[૧૧]

"એ અરણીની સાથે અગ્નિ મથવાનું યંત્ર મેં એક ઝાડપર ભેરવેલું હતું, ત્યાં એક મૃગે આવીને પોતાનાં શિંગડાંઓને ઘસવા માંડ્યાં, તેથી તે યંત્ર તેના શિંગડામાં ભરાઇ ગયું;[૧૨] તે મહા મૃગ, હે રાજા! મારું અગ્નિ મથવાનું યંત્ર લઇને મોટા વેગથી ઉતાવળું ઉતાવળું મારા આશ્રમમાંથી નાસી જાય છે;[૧૩] માટે હે પાંડવો! તમે તેના પગરવનાં ચિન્હો જોઇને, તે મહામૃગની પાછળ પડો અને મારું અગ્નિહોત્ર અટકે નહીં, તે માટે તે મહામૃગને સત્વર પકડી પાડીને અગ્નિ મથન કરવાનું યંત્ર મને આણી આપો."[૧૪]

## પાંડવોની શોધ

બ્રાહ્મણનું આ પ્રમાણે કહેવું સાંભળીને, યુધિષ્ઠિરના મનમાં સંતાપ થવા માંડ્યો, અને સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા પાંડવો, ધનુષો અને બાણ લઇને સજ્જ થઇ ગયા; અને તે બ્રાહ્મણનું કામ કરવા માટે ત્વરાથી નાસી જતા મૃગની પાછળ પડ્યા.[૧૫-૧૬] મહારથી પાંડવો કર્ણિક, નાલીક, નારાચ વગેરે બાણો, સમીપમાં જણાતા તે મૃગના ઉપર મારવા લાગ્યા, પરંતુ તેઓ તે મૃગને ઘાયલ કરી શક્યા નહીં.[૧૭] એ પ્રમાણે મૃગની પાછળ દોડીને બહુ પ્રયત્નો કરવા લાગ્યા છતાં પણ તે મહામૃગ થોડા વખત પછી અદૃશ્ય થઇ ગયો! તે મહામૃગ જ્યારે મનસ્વી પાંડવોની દૃષ્ટિથી અદૃશ્ય થઇ ગયો, ત્યારે થાકથી શાંત

પડી ગયેલા પાંડવો ખિન્ન થઈ ગયા,[૧] અને ક્ષુધા તથા તૃષાથી તેમનાં શરીરો શિથિલ થઇ ગયલાં હોવાથી, તે મહાવનમાં એક શીતળ છાયાવાળા વડ વૃક્ષ નીચે જઇને વિશ્રાંતિ લેવા માટે બેઠા.[૧૯] તે પછી દુઃખિત થયેલા નકુળે, ત્યાં બેઠેલા ભાઇઓમાં શ્રેષ્ઠ એવા કુરુનંદન યુધિષ્ઠિર રાજાને ક્રોધ કરીને કહ્યું;[૨૦] "હે રાજા! આપણા કુળમાં કોઈ દહાડો આળસને લીધે ધર્મનો લોપ અથવા તો અર્થનો નાશ થયો નથી. ઉલટું આપણે લાંબા વખત થયાં જે કોઇ આપણી પાસે જે કંઇ યાચના કરે છે તેનો ઘણું કરીને નકાર શબ્દથી ઉત્તર આપતા નથી, છતાં આજે આપણે શા કારણથી બ્રાહ્મણના કર્મલોપજન્ય દોષમાં ભાગી થયા?"[૨૧]

## અધ્યાય ૨ જો

### જળની શોધ કરતાં પાંડવોનાં થયેલાં મરણ

યુધિષ્ઠિર બોલ્યા; "હે નકુળ! દુઃખની સીમા નથી, તેમ તેનું કોઈ કારણ કે કોઇ નિમિત્ત પણ નથી. કેવળ ધર્મ (પ્રારબ્ધ કર્મ)જ, પુણ્ય તથા પાપનાં ફળો મનુષ્યને વહેંચી આપે છે." ભીમસેને કહ્યું; "અરે જે સમયે દુર્યોધને કૌરવોની સભામાં પ્રાતીકામી મારફતે દ્રૌપદીને, દાસીની પેઠે સભામાં બોલાવી, તે વખતે મેં તેનો નાશ કર્યો નહીં, તેથીજ આપણને આ દુઃખ પડ્યું છે, એમાં

કોઇ પણ જાતનો સંદેહ નથી."[૧-૨] અર્જુને કહ્યું; "અરેરે! કૌરવોની સભામાં કર્ણે હાડકાંનો ભુક્કો કરી નાંખે તેવાં અતિ તીવ્ર વચનો કહ્યાં હતાં, તે તીક્ષ્ણ વચનો મેં સહન કર્યાં તેથી જ આપણે ખરેખર દુઃખી થયા છીએ."[૩] સહદેવે કહ્યું; "હે ભરતવંશી રાજા! સભામાં શકુનિએ તમારો કપટદ્યૂતથી પરાજય કર્યો તે સમયે મેં તેનો નાશ કર્યો નહીં, તેથી જ આપણને ખરેખર દુઃખ પડ્યું છે."[૪]

## જળની શોધ

વૈશંપાયન કહે છે; હે જનમેજય! આ રીતે ભાઇઓના પરસ્પર આલાપ થઈ રહ્યા પછી, યુધિષ્ઠિર રાજાએ નકુળને કહ્યું કે; "હે નકુળ! તું આ વડના ઝાડ ઉપર ચઢીને દશે દિશાઓમાં દૃષ્ટિ કર;[૫] અને જો કે સમીપમાં કોઈ સ્થળે જળાશય છે? અથવા તો જળાશયના તીર ઉપર આવેલાં વૃક્ષો છે? કારણ કે, હે તાત! આ તારા ભાઇઓ થાકી ગયા છે અને તરસ્યા થયા છે."[૬] જ્યેષ્ઠ બંધુનું વચન સાંભળીને, 'બહુ સારું' આમ કહી નકુળ વડના ઝાડપર તુરત ચઢી ગયો ને ચારે તરફ નિહાળીને પોતાના જ્યેષ્ઠ બંધુને કહ્યું;[૭] "હે રાજા! એક જળાશયના તીર ઉપર આવેલાં ઘણાં વૃક્ષો અહીંથી નજરે પડે છે અને સારસ પક્ષીઓનો શબ્દ પણ કાને પડે છે, માટે ત્યાં આગળ અવશ્ય પાણી હોવું જોઇએ."[૮] તે સાંભળીને

સત્ય ઉપર આધાર રાખનારા કુંતીપુત્ર યુધિષ્ઠિરે નકુળને કહ્યું, "હે સૌમ્ય! તું ઝટ તે જલાશય ઉપર જા અને બાણના ભાથાઓમાં પાણી ભરી લાવ."[૯]

## નકુળની મૂર્છા

આ પ્રમાણે જ્યેષ્ઠ બંધુની આજ્ઞા થઈ કે નકુળ 'તથાસ્તુ' કહીને જ્યાં પાણી હતું તે તરફ તુરત દોડ્યો અને તુરત જલાશય પાસે જઇ પહોંચ્યો.[૧૦] ત્યાં સારસ પક્ષિઓથી સેવાયલું નિર્મળ પાણી જોઇને, નકુળ ત પાણી પીવાની ઇચ્છા કરવા લાગ્યો. પણ તે સમયે તેણે નીચે પ્રમાણે આકાશ વાણી સાંભળી.[૧૧]

યક્ષ બોલ્યો; "હે તાત માદ્રીપુત્ર! તું સાહસ કર્મ કર મા! આ સ્થાન મારું છે ને મેં પ્રથમથી જ એક નિયમ કરી રાખ્યો છે, તે નિયમાનુસાર મારાં પ્રશ્નોના ઉત્તર આપ, અને પછી જલપાન કર, તથા જળ ભરીને લઇ જા.''[૧૨] પરંતુ નકુળને ઘણી જ તરસ લાગી હતી, તેથી તણે તેના બોલવાનો અનાદર કરીને જલાશયનું શીતળ જળ પીધું. પણ તે પાણી પી રહ્યા પછી પૃથ્વીપર ઢળી પડ્યો.[૧૩]

## સહદેવની મૂર્છા

નકુળને આવતાં વિલંબ થયો એટલે કુંતાપુત્ર યુધિષ્ઠિરે, અરિદમન અને શૂરવીર સહદેવને કહ્યું;[૧૪] "હે સહદેવ! તારો મોટો ભાઇ નકુળ ઘણો વખત થયાં

પાણી લેવા માટે ગયો છે, પરંતુ હજી આવ્યો નહીં, માટે તું જા ને તારા સહોદરને તેડતો આવ તથા પાણી ભરતો આવ."[૧૫] તુરત સહદેવ પણ 'તથાસ્તુ' કહીને તે દિશા તરફ ગયો; અને જલાશયની પાસે જઈને જુવે છે તો ત્યાં ભાઇ નકુલને પૃથ્વી ઉપર મરણની દશામાં પડેલો દીઠો;[૧૬] ત્યારે ભાઈના શોકથી અત્યંત સંતાપ કરવા લાગ્યો, પણ સહદેવ તૃષાથી ઘણો જ ખિન્ન થઈ ગયો હતો તેથી પાણીના તરફ દોડ્યો. એટલે આકાશ-વાણીએ તેને કહ્યું:—[૧૭] "હે તાત! તું પાણી પીવાનું સાહસ કર્મ કરીશ નહિ. મારો પ્રથમથી જ ઠરાવ છે કે જે મારા પ્રશ્નોનાં ઉત્તરો આપે તે આ જલાશયનું પાણી પીએ, માટે તું મારા પ્રશ્નનાં ઉત્તરો આપીને ઇચ્છાનુસાર જલનું પાન કર અને પાણી ભરી જા."[૧૮] સહદેવ તરસ્યો થયો હતો તેથી તેણે તેના કહેવાનો તિરસ્કાર કરીને શીતળ જળ પીધું; પણ તે જળપાન કરી રહ્યો કે તુરત પૃથ્વીપર મૂર્છિત થઇને પડ્યો.[૧૯]

## અર્જુનની મૂર્છા

તે પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું; "હે શત્રુ-મર્દન! તારા બન્ને ભાઇઓ પાણી લેવા માટે ગયા છે, પણ તે હજી આવ્યા નહીં.[૨૦] માટે હે ભલા ભાઈ! તું તે બન્નેને તેડી લાવ અને પાણી ભરતો આવ; કારણ કે હે તાત! તું અમારા સર્વ દુઃખીઓના આધાર-

રૂપ છે."૨૧ આ પ્રમાણે બુદ્ધિશાળી ગુડાકેશને કહ્યું એટલે તે ધનુષ, બાણ અને તરવાર ધારણ કરીને તે સરોવર તરફ ચાલ્યો.૨૨ ત્યાં જઇને શ્વેતવાહન એવા અર્જુને જોયું તો પાણી લેવા માટે ગયેલા પોતાના બન્ને પુરુષસિંહ ભાઈઓ મૃત્યુવશ પડેલા હતા.૨૩ તે બન્ને ભાઇઓને નિદ્રાવશ થયેલા હોય તેવી સ્થિતિમાં પડેલા જોઇને, નરોમાં સિંહ સમાન અર્જુન ઘણો જ ખિન્ન થઈ ગયો અને ધનુષપર બાણ ચઢાવીને તે વનમાં ચોતરફ જોવા લાગ્યો.૨૪ પરંતુ તે મહાવનમાં તેણે કોઇ પણ પ્રાણીને દીઠું નહીં. સવ્યસાચી અર્જુન, જે થાકી ગયો હતો તે પણ પાણીના તરફ ગયો;૨૫ પણ પાણી તરફ જતી વખતે તેણે આકાશવાણી સાંભળી કે; "તું પાણીની તરફ શા માટે જાય છે? તું બળને લીધે એ પાણી પી શકીશ નહીં.૨૬ હે ભરતવંશી અર્જુન! તું જો મારા પૂછેલા પ્રશ્નોના ઉત્તરો આપીશ તો પાણી પી શકીશ અને લઈ પણ જઈ શકીશ (નહીંતર તારાથી પાણી લઇ જવાશે નહીં)."૨૭ એ પ્રમાણે અર્જુનને જ્યારે ના પાડી ત્યારે અર્જુને કહ્યું કે, "તું દેખાવ દઇને મને પાણી પીતાં અટકાવ, એટલે હું બાણોથી તને ચીરી નાખું કે જેથી તું ફરીથી એમ બોલે નહીં."૨૮ આ રીતે કહીને અર્જુને અસ્ત્રોના મંત્રોથી શસ્ત્રોને મંત્રીને સર્વ દિશાઓમાં શસ્ત્રોની વૃષ્ટિ કરી અને પોતાનું શબ્દવેધીપણું દેખાડી આપ્યું.૨૯ તથા હે ભરતવંશ શ્રેષ્ઠ રાજા! તરસથી બહુ જ પીડાયલો

અર્જુન કર્ણિક, નાલીક, અને નારાચોની તથા અનેક બાણોની અંતરિક્ષમાં અદૃશ્ય રહેલા શત્રુઓના ઉપર વૃષ્ટિ કરવા લાગ્યો. તે વેળા યક્ષ બોલ્યો; "તું આ રીતે વૃથા પ્રયત્ન શા માટે કરે છે? મારા પ્રશ્નોનાં ઉત્તરો આપીને પછી ભલે પાણી પી.[૩૦-૩૧] તું મારા પ્રશ્નોનાં ઉત્તરો આપ્યા વિના જો જળનું પાન કરીશ તો તારું (નિશ્ચે) મૃત્યુ થશે." આ પ્રમાણે સવ્યસાચી અને ધનંજય એવા અર્જુનને તે યક્ષે કહ્યું,[૩૨] તો પણ અર્જુને તેના કહેવાનો અનાદર કરીને જલાશયમાંથી પાણી પીધું, પણ તે પાણી પી રહ્યો કે તુરત જ મૂર્છિત થઇને પૃથ્વીપર પડી ગયો.

## ભીમસેનની મૂર્છા

જ્યારે અર્જુન પણ આવ્યો નહીં ત્યારે કુંતીપુત્ર યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું;[૩૩] "હે શત્રુતાપન ભીમ! નકુળ, સહદેવ અને અર્જુન પાણી લેવા માટે ઘણો વખત થયાં ગયા છે, પરંતુ હજી પણ આવ્યા નહીં;[૩૪] માટે હે ભાઈ! તું તેઓને તેડી લાવ અને પાણી પણ લેતો આવ." એટલે ભીમસેન 'તથાસ્તુ' કહી, જે દિશા તરફ પોતાના ભાઇઓ ગયા હતા તે દિશા તરફ ગયો.[૩૬] ત્યાં પુરુષોમાં વાઘ જેવા પોતાના ભાઇઓને જમીનપર પડેલા જોઈને, તરસથી બહુ જ વ્યાકુળ થયેલો ભીમ ખિન્ન થઈ ગયો;[૩૬] અને તે મહાબાહુએ માન્યું કે, આ કામ યક્ષોનું કે રાક્ષસોનું હોવું

જોઈએ. તેણે મનમાં વિચાર કર્યો કે, આ તેઓની સાથે અવશ્ય યુદ્ધ કરવું;[૩૭] પરંતુ લઢતાં પહેલાં પાણી તો પી લઉં. એવો વિચાર કરીને, હે ભરતવંશશ્રેષ્ઠ રાજા! તૃષાને લીધે પાણી તરફ વૃકોદર દોડ્યો.[૩૮]

ત્યારે તે યક્ષ બોલ્યો; "હે તાત! તું પાણી પીવાનું સાહસ કર્મ કર નહીં; પરન્તુ મારો પ્રથમનો ઠરાવ છે, તે પ્રમાણે તું મારા પ્રશ્નોનાં ઉત્તરો આપીને પછી પાણી પી અને પાણી લઈ જા."[૩૯] અપાર તેજવાળા યક્ષે આ રીતે ભીમને કહ્યું, તો પણ ભીમ તેના પ્રશ્નોનાં ઉત્તરો આપ્યા વિના જ પાણી પીવા લાગ્યો અને પાણી પી રહ્યા પછી તે પણ પૃથ્વીપર ઢળી પડ્યો.[૪૦]

## યુધિષ્ઠિરની ચિંતા

(હવે બીજી તરફ) તે પરુષોમાં શ્રેષ્ઠ એવા કુન્તીના પુત્ર રાજા યુધિષ્ઠિર પોતાના મન સાથે અનેક પ્રકારના તર્ક વિતર્ક ભરેલા વિચારો કરવા લાગ્યા.[૪૧]

યુધિષ્ઠિર રાજા પોતાના ભાઈઓને લાંબો વખત થયા ગયેલા જાણીને તેઓની વાટ જોતાં પોતાના મન સાથે નીચે પ્રમાણે કહેવા લાગ્યા.[૪૨] શું વનમાં આગ લાગી હશે? કે શું મારા ભાઈઓને ઝેરી સર્પ વગેરે દુષ્ટ પ્રાણીએ ડંશ દઈ મારી નાખ્યા હશે? કે કોઈ મહા-ભૂત-પીશાચની સાથે લડવા જતા તેના હાથે નાશ પામ્યા? કે થયું શું?[૪૩] અથવા આ મારા શૂરવીર

ભાઈઓ જે સ્થળે પાણી લેવા ગયા હતા તે સ્થળે પાણી ન મળવાથી દૂર તેની શોધમાં દૂર ચાલ્યા ગયા હશે કે શું? તેઓને ગયાને ઘણો વખત થઇ ગયો છે, તેથી તેઓ જૂદે જૂદે સ્થળે પાણી શોધવા ગયા હશે કે શું?[૪૪] પણ આ સર્વ કારણોમાંથી કોઇ પણ કારણનો નિશ્ચય થઇ શકતો નથી, તેથી હું તેઓના પગલા જોતો તેઓની શોધ કરવા જઇશ[૪૫]

આવો વિચાર કરતા શોકથી સંતપ્ત થયેલા યુધિષ્ઠિર રાજા ત્યાંથી ઉભા થયા ને રુરુ, વરાહ તથા પક્ષીઓથી સેવાતાં, કાળા રંગનાં તથા ચળકતા શ્વેતરંગનાં વૃક્ષોથી અલંકૃત, પક્ષીઓના તથા ભમરાઓના મધુર ગુંજારવોથી મુખર થયેલાં તે મહાવનમાં પેઠા. આ વનમાં કોઇ પણ મનુષ્યનો શબ્દ સંભળાતો નહતો, પરંતુ તે વન ચારે તરફથી શૂન્ય જ જણાતું હતું.[૪૬–૪૮] તે મહાવનમાં જતાં શ્રીમાન્ યુધિષ્ઠિરે, વિશ્વકર્માએ બનાવેલું હોય તેવું, સોનેરી રંગનાં પુષ્પોનાં કેસરાંઓથી શોભાયમાન એક સરોવર દીઠું.[૪૯] આ સરોવરનું તીર પુષ્કળ કમલિનીઓ, સિંધુવારો, નેતરો, કેવડાઓ, કરેણો તથા પીપલાની ઝાડીથી ઘેરાયલું હતું.[૫૦] પરિશ્રમથી આતુર થઇ ગયેલા અને પોતાના ભાઇઓને જોવાની લાલસાવાળા ધર્મસુત યુધિષ્ઠિર રાજા, તેને જોઇને બહુ વિસ્મય પામ્યા.[૫૧]

---

## અધ્યાય ૩ જો

### યક્ષના પ્રશ્નો અને યુધિષ્ઠિરના ઉત્તરો

વૈશંપાયન કહે છે; હે જનમેજય રાજા! યુધિષ્ઠિર રાજાએ જલાશયની પાસે જઈને જોયું તો, યુગના પ્રલય સમયે જેમ લોકપાળો સ્વર્ગમાંથી નીચે પડે, તેમ ઇંદ્રના જેવા ગૌરવવાળા પોતાના ભાઈઓને, મરણ પામીને પૃથ્વી ઉપર પડેલા દીઠા.[૧] નકુલ, સહદેવ, અર્જુન અને ભીમસેન પ્રાણ અને ચેષ્ટા રહિત થઈને પૃથ્વીપર પડેલા હતા તથા તેઓનાં ધનુષો અને બાણો પણ આસપાસ પડેલાં હતાં.[૨] એ પ્રમાણે પોતાના સર્વે ભાઈઓને પૃથ્વીપર પડેલા જોઈને, યુધિષ્ઠિર રાજાએ ઉષ્ણ અને લાંબો નિસાસો નાંખ્યો, તેની આંખો શોકાશ્રુથી ભરાઈ ગઈ; અને ધર્મના પુત્ર મહાબાહુ યુધિષ્ઠિર ચિંતામાં પડી જઈને ઘાડે સ્વરે વિલાપ કરવા લાગ્યા કે,[૩]

### યુધિષ્ઠિરનો શોક

"હે મોટા બાહુવાળા ભીમસેન! તેં પ્રતિજ્ઞા કરી હતી કે, 'હું રણમાં ગદાના મારથી સુયોધનના સાથળોને ભાંગી નાખીશ;'[૪] પરંતુ હે વીર! તે તારી પ્રતિજ્ઞા આજે તારા મરણથી નિષ્ફળ થઈ છે. હે મોટા બાહુવાળા! તું કુરુઓની કીર્તિ વધારનાર અને મહાત્મા છે,[૫] તેથી મનુષ્યો જે વાણીની પ્રતિજ્ઞા કરે તે વાણી તો

કદાચ મિથ્યા થાય, પરંતુ તારા સંબંધમાં તો દેવોએ પણ તેવી વાણી કહી છે, તે વાણી કેવી રીતે મિથ્યા થઇ ?[૬] હે અર્જુન ! તારા જન્મ વખતે દેવોએ તારા સંબંધમાં કુંતીને કહ્યું હતું કે, 'હે કુંતી ! તારો પુત્ર ઇંદ્રના સમાન થશે.'[૭] તેમ જ ઉત્તર પારિયાત્ર નામના પર્વત ઉપર પણ સર્વે પ્રાણીઓએ કહ્યું હતું કે, 'આ પુરુષ કૌરવોની નાશ થયલી લક્ષ્મીને પરિશ્રમ વિના પાછી આણશે[૮] ને રણમાં એનો કોઇ પણ પરાજય કરી શકશે નહીં, તેમ એ કોઇનો જેતા નહીં હોય તેમ પણ થશે નહીં.' એવો વિજયશીલ ને મહાબળશાળી જિષ્ણુ, આજે કેમ મરણ પામ્યો હશે ?[૯] રે ! રે ! અમે અમારા સ્વામી સરખા જે ધનંજયનો આશ્રય કરીને આટલાં દુઃખો સહન કર્યાં છે, તે આ અર્જુન, આજે અમારી આશાનો નાશ કરીને પૃથ્વીપર સુતો છે ![૧૦] રણમાં મદમત્ત થઇને શત્રુઓનો નાશ કરનારા, શૂરવીર, મહાબળવાળા, સર્વ જાતના અસ્ત્રોનો સંપૂર્ણ રીતે અટક્યા વિના પ્રયોગ કરનારા કુંતીપુત્ર ભીમ અને અર્જુન કેવી રીતે શત્રુને હાથે માર્યા ગયા હશે ![૧૧] હાય ! મારું હૃદય દુષ્ટ છે, કારણ કે આજે નકુળને અને સહદેવને પૃથ્વીપર મરણ પામીને પડેલા જોયા છતાં પણ તે ફાટી જતું નથી ! ખરેખર તે પત્થરના સારમાંથી બનેલું જણાય છે ![૧૨] હે મહાપુરુષો ! તમે શાસ્ત્રજ્ઞ, દેશ તથા કાળને જાણનારા, તપસ્વી ને ક્રિયા કુશળ છો, છતાં તમે તમારી યોગ્યતા પ્રમાણે કર્મ કર્યાં

વિના કેમ પૃથ્વીપર શયન કરી પડ્યા છો ?[૧૩] રે, તમારાં શરીરોમાં કોઈ પણ જાતનો ઘાવ થયો નથી, તમારાં બાણો પણ સજ્જ કરેલાં નથી, તેથી તમે અપરાજિત જણાવ છો, છતાં ભાન વિનાના થઇને પૃથ્વીપર શામાટે શયન કરો છો ?"[૧૪]

મહાબુદ્ધિશાળી યુધિષ્ઠિર રાજાને, પર્વતનાં શિખરોની પેઠે પોતાના ભાઇઓને પૃથ્વીપર તુટી પડીને સુખમાં સુતેલા જોઇને (અપાર) ખેદ થયો. તેના શરીરમાં પરસેવો વળી ગયો અને તે મહાદુઃખદાયક સ્થિતિમાં આવી પડ્યા.[૧૫] અને 'અરેરે ! આ આમ કેમ થયું હશે !' એમ બોલતા ને શોકસાગરમાં ડૂબી ગયેલા ધર્માત્મા યુધિષ્ઠિર રાજા, વ્યાકુળ થઇને ભાઇઓના મરણના કારણ વિષે વિચાર કરવા લાગ્યા.[૧૬] દેશ કાળના વિભાગને જાણનારા મહામતિ તથા મહાબાહુ યુધિષ્ઠિરે બહુ બહુ વિચાર કર્યો, પરંતુ તે સમયે શું કરવું, તેનો તે નિશ્ચય કરી શકયા નહીં.[૧૭] ધર્માત્મા ધર્મપુત્ર યુધિષ્ઠિરે પોતાના મનને સ્થિર કરીને ઘણો વિલાપ કર્યો; અને પછી તે પોતાની બુદ્ધિવડે વિચાર કરવા લાગ્યા કે, 'મારા શૂરવીર ભાઇઓને કોણે મારી નાંખ્યા હશે ?[૧૮] (ચારેમાંથી) કોઇને શસ્ત્રનો પ્રહાર થયેલો નથી, તેમ અહીં અન્ય કોઇનાં પગલાં પણ પડેલાં જોવામાં આવતાં નથી, માટે હું તો માનું છું કે, મારા ભાઇઓને કોઈ મહાસમર્થ પ્રાણીએ મારી નાંખેલા હોવા જોઇએ.[૧૯] આ વિષેનો હું એકાગ્ર

મન કરીને વિચાર કરું અથવા તો પ્રથમ પાણી પી લઉં, પછી તેનું કારણ શોધી કહાડું; મારા પિતરાઈ ભાઇઓએ કંઇ દગો તો કર્યો નથી?[૨૦] કપટ બુદ્ધિના દુર્યોધને, ગાંધાર દેશના રાજા શકુનિની પાસે અમારાથી છૂપી રીતે આ ઝેરી સરોવર બંધાવેલું તો નહીં હોય?[૨૧] જે કાર્યને અને અકાર્યને સમાન જ જાણે છે, તે પાપકર્મ કરનારા દુરાત્માનો કયો વીર પુરુષ વિશ્વાસ કરે?[૨૨] એમ નહીં તો છૂપા પુરુષો દ્વારા તે દુરાત્માએ આ પ્રયોગ કરાવ્યો તો ન હોય. આ રીતે મહાબુદ્ધિમાન્ યુધિષ્ઠિરે બહુ બહુ રીતે વિચાર કર્યો, પણ કોઈ નિશ્ચય કરી શકયા નહીં.[૨૩] "દ્રોણાચાર્યને હું શું કહીશ? કૃપાચાર્ય અને ભીષ્મ પિતામહને પણ શો જવાબ દઇશ? તર્ક—નય શાસ્ત્રમાં બૃહસ્પતિ જેવા વિદુરને પણ શું કહીશ?[૨૪] અને ભાઇઓ વિનાનો આવેલો જોઇને પુત્રો ઉપર પ્રેમ રાખનારી અને સર્વદા દુઃખમાં ભાગ લેનારી માતા પૂછશે ત્યારે હું શો ખુલાસો કરીશ.[૨૫] માતા પૂછશે કે શક્ર (ઇન્દ્ર) જેવા પરાક્રમવાળા સર્વ ભાઇઓની સાથે અને અર્ધાંગના સાથે વનમાં જ્યારે તું ગયો હતો, તો પછી હે વીર! તું એકલો જ કયાંથી આવ્યો? આવા સવાલનો જવાબ હું શું દઇશ?"[૨૬] પુનઃ યુધિષ્ઠિર વિચાર કરવા લાગ્યા કે; "આ પાણી ઝેરથી બગડેલું હોય તેવું પણ જણાતું નથી. વળી આ મરી ગયેલા મારા ભાઇઓને વિકાર થયો નથી, પરંતુ તેઓનાં મુખનો રંગ પ્રસન્ન

જોવામાં આવે છે.[૨૭] આ હરેક મહાપુરુષો પાણીના પ્રવાહના વેગ જેવા બળવાન્ છે, તેઓની સાથે કાળનો નાશ કરનારા યમ વિના બીજો કયો પુરુષ યુદ્ધ કરે ?"[૨૮] આવો નિશ્ચય કર્યા પછી, યુધિષ્ઠિર રાજા તે સરોવરના પાણી તરફ ગયા; પણ તે જેવા સરોવરમાં ઉતરવા ગયા કે આકાશવાણી તેના સાંભળવામાં આવી.[૨૯]

## યુધિષ્ઠિરનો યક્ષ સાથે મેળાપ

યક્ષ બોલ્યો; "હું શેવાળ અને માછલાં ઉપર આજીવિકા કરનારો બગલો છું અને મેં તારા ભાઈઓને મારી નાંખ્યા છે. હે રાજપુત્ર ! હું તને પ્રશ્નો પૂછું છું, તેનું તું ઉત્તર આપ, નહીં તો તું પણ તે ચારની સાથે પાંચમો મૃત્યુ પામીશ.[૩૦] હે તાત કુંતીપુત્ર! તું પાણી પીવાનું સાહસ કર્મ કરીશ નહીં, કારણ કે આ મારી પ્રથમની અધિકારવાળી વસ્તુ છે. પણ મારા પ્રથમના નિયમ પ્રમાણે પ્રશ્નોના ઉત્તરો આપીને પછી પાણી પીજે અને પાણી લઈ જજે."[૩૧]

યુધિષ્ઠિર રાજા બોલ્યા; "હું તમને પૂછું છું કે તમે કયા દેવ છો ? તમે રુદ્રો, વસુઓ અથવા તો પવન દેવ છો ? વા આ કામ શકુનિએ તો કર્યું નથી કે ?[૩૨] હિમાલય, પારિયાત્ર, વિંધ્યાચળ અને મલયાચળ, એ ચાર પર્વતના જેવા મહત્તાવાળા મહાતેજસ્વી મારા ભાઈઓને કોણે મારી નાંખ્યા ?[૩૩] હે મહાબળવાન ! તેં ઘણું જ

ખોટું કામ કર્યું છે, કે મોટા ધનુષ બાણવાળા મારા ચાર નાના ભાઇઓને તેં મારી નાંખ્યા![૩૪] મોટા યુદ્ધમાં જેઓને દેવો, ગંધર્વો, અસુરો અને રાક્ષસો સહન કરી શકતા ન હતા, તેઓને તેં મારી નાંખ્યા. માટે આ કામ તેં મહા આશ્ચર્યજનક કર્યું છે.[૩૫] પણ આપનું કર્તવ્ય અને ઇચ્છા શા છે? તે મારા જાણવામાં આવતાં નથી. તે જાણવા માટે મને મોટું કુતૂહલ થયું છે, તેમ ભય પણ લાગે છે.[૩૬] રે મારું હૃદય ઉદ્વિગ્ન થયું છે, અને માથામ શૂળ નિકળે છે; માટે હે ભગવન્! અહીં રહેનારા આપ કોણ છો?"[૩૭]

યક્ષ બોલ્યો; "તારું કલ્યાણ થાવ. હું જળચર પક્ષી નથી, પરંતુ યક્ષ છું, અને મેં તારા આ મહાબળવાળા સર્વે ભાઇઓને મારી નાંખ્યા છે."[૩૮]

વૈશંપાયન કહે છે; હે જનમેજય! તે યક્ષની અકલ્યાણવાળી અને કઠોર અક્ષરોવાળી વાણી સાંભળીને, યક્ષે પોતાનું બોલવું પૂરું કર્યા અગાઉ જ, ભરતવંશ શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા, તેની પાસે જરા પણ ડર્યા વગર જઇને ઉભા રહ્યા.[૩૯] તેણે જોયું તો તાલના વૃક્ષ જેવો ઉંચો, અગ્નિ અને સૂર્યના જેવો તેજસ્વી, ભયંકર નેત્રવાળો, મોટી કાયાવાળો, દુરાધર્ષ અને પર્વતના જેવો ઉન્નત,[૪૦] એક યક્ષ ઝાડપર બેસીને મેઘના જેવા ગંભીર નાદથી મોટો ધાંટો પાડીને તિરસ્કાર કરતો હતો.[૪૧]

उवाच यक्षः कौन्तेयं भ्रातृशोकप्रपीडितम् ।
इमे ते भ्रातरा राजन्वार्यमाणा मयाऽसकृत् ॥ ४२ ॥
बलात्तोयं जिहीर्षन्तस्ततो वै मृदिता मया ।
न पेयमुदकं राजन्प्राणानिह परीप्सता ॥४३॥
पार्थ मा साहसं कार्षीर्मम पूर्वपरिग्रहः ।
प्रश्नानुक्त्वा तु कौन्तेय ततः पिबस्व हरस्व च ॥४४॥

તે યક્ષ બોલ્યો; "હે ભાઈના શોકથી પીડાતા કુન્તિપુત્ર ![42] તારા ભાઈઓને મેં પાણી ન પીવા માટે ને તે ન લઈ જવા માટે, વારંવાર ના પાડ્યા છતાં પણ તેઓ જોરાવરીથી પાણી લઈ જવાની ઈચ્છા કરવા લાગ્યા, ત્યારે મેં તેઓને મારી નાંખ્યા છે. હે રાજા ! જો તારે પણ તારા પ્રાણોનું રક્ષણ કરવાની ઈચ્છા હોય તો અહીંથી પાણી પીવું નહીં.[43] હે પૃથાપુત્ર ! તું પાણી પીવારૂપી સાહસ કર્મ કરીશ માં. આ સ્થાન પ્રથમથી મારું છે અને મારો પ્રથમથી જ ઠરાવ છે કે, જે કોઈ મારા પ્રશ્નોના ઉત્તરો આપે, તે જ એમાંનું પાણી પીએ. માટે તું મારા પ્રશ્નોના ઉત્તરો આપ અને પછી, હે કુંતાપુત્ર ! પાણી પી અને પાણી લઈ જા."[44]

युधिष्ठिर उवाच ।

न चाहं कामये यक्ष तव पूर्वपरिग्रहम् ।
कामं नैतत्प्रशंसन्ति सन्तो हि पुरुषाः सदा ॥ ४५ ॥

**यदात्मना स्वमात्मानं प्रशंसेत्पुरुषर्षभ ।**
**यथाप्रज्ञं तु ते प्रश्नान्प्रतिवक्ष्यामि, पृच्छ माम् ॥४६॥**

યુધિષ્ઠિર બોલ્યા; "હે યક્ષ! હું પ્રથમથી અધિકારમાં રહેલી તારી વસ્તુ ઉપર મારો અધિકાર ચલાવવાની ઇચ્છા રાખતો નથી.[૪૫] હે પુરુષશ્રેષ્ઠ! પોતે પોતાનાં વખાણ કરવાં તેને મહાત્મા પુરુષો સંપૂર્ણ રીતે પ્રશંસાપાત્ર ગણતા નથી, અર્થાત્ તેનો સંપૂર્ણ રીતે ધિક્કાર કરે છે; છતાં પણ હું મારી બુદ્ધિના પ્રમાણમાં તારા પ્રશ્નોના ઉત્તરો આપીશ; ભલે તું મને પૂછ."[૪૬]

## યક્ષ-પ્રશ્નોત્તર

### બ્રહ્મ અને જગત્ વિષે

**यक्ष उवाच ।**

**किंस्विदादित्यमुन्नयति ? के च तस्याभितश्चराः ? ।**
**कश्चैनमस्तं नयति ? कस्मिंश्च प्रतितिष्ठति ? ॥४७॥**

*યક્ષે પૂછ્યું; "આદિત્યનો ઉદય કોણ કરે છે? તેની ચાર બાજુમાં કોણ કોણ ફરે છે? કોણ તેનો અસ્ત કરે છે? અને કઈ વસ્તુમાં તે રહેલો છે?"[૪૭]

* યક્ષના આ પ્રશ્નોમાં અને યુધિષ્ઠિરે આપેલા ઉત્તરોમાં ગૂઢ અધ્યાત્મ જ્ઞાન સમાયલું છે, તેથી તે તે પ્રશ્નોના ઉત્તરો યથાર્થ રીતે સમજવા માટે નીલકંઠે ટીકામાં સમજણ આપી છે, તેનો ભાવાર્થમાં ટુંકમાં બનતી રીતે બતાવવાનો અને ઉત્તરોનું રહસ્ય સમજાવવાનો અમે પ્રયત્ન કર્યો છે.

युधिष्ठिर उवाच ।

ब्रह्माऽऽदित्यमुन्नयति, देवास्तस्याभितश्चराः ।

धर्मश्चास्तं नयति च, सत्ये च प्रतितिष्ठति ॥४८॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "બ્રહ્મા સૂર્યનો ઉદય કરે છે; દેવો સૂર્યની આસપાસ ફરે છે; ધર્મ તેનો અસ્ત કરે છે અને તે સત્યને વિષે વાસ કરીને રહેલા છે."૪૮ (પ્રશ્નો ૪)

[ભાવાર્થઃ–આદિત્યના બે અર્થ છેઃ સૂર્ય ને જીવાત્મા. બ્રહ્મા એટલે પ્રજાપતિ, વેદ અને સ્વાત્મજ્ઞાન.

જીવાત્મા શ્રોત્ર આદિ દ્વારા શબ્દાદિકનું ગ્રહણ કરવાથી આદિત્યને નામે કહેવાય છે અને તે, "હું સ્થૂળ છું, હું ગૌર વર્ણનો છું, હું આંધળો છું" ઇત્યાદિ અનુભવને લીધે, દેહને આત્મા માનીને, દેહરૂપે જગતમાં ભાસે છે; અને વાદિઓ પણ તેને માટે અનેક પ્રકારની કલ્પનાઓ કરે છે. તે અજ્ઞાન જીવને બ્રહ્મ એટલે વેદ, દેહાદિકથી છૂટો પાડે છે એટલે ઉદય કરે છે, અર્થાત્ શ્રુતિજ આત્મતત્ત્વનો નિર્ણય કરવામાં પ્રમાણ છે. દેવભાવાપન્ન શમદમાદિક જ્યારે તે જીવને સહાય કરે છે, ત્યારે સાક્ષાત્ અથવા તો પરંપરા સંબંધદ્વારા કર્મ અને ઉપાસનારૂપ ધર્મ, તે આદિત્યને નામે ઓળખાતા જીવને અસ્ત પમાડે છે એટલે આઠ પ્રકારના દોષોથી મુક્ત એવા પવિત્ર હૃદયાકાશરૂપ સ્થાનમાં લઈ જાય છે. આ પ્રમાણે સગુણ બ્રહ્મભાવને પ્રાપ્ત થયા પછી છેવટે જ્ઞાનના

સંબંધથી તે ભાવ પણ દૂર થઇને સર્વ નિષેધના અવાધ
ભૂત શુદ્ધ ચૈતન્ય માત્ર એવા સત્યમાં લય પામે છે.

સમજવાનું આમ છેઃ-યક્ષે પૂછ્યું કે અવિદ્યાથી ઘેરાયલા આત્માનો ઉત્કર્ષ-ઉદય-કોણ કરે છે? અહીંઆ ઉદય એટલે આ લોકના સંબંધનો ત્યાગ. તેથી યુધિષ્ઠિરે કહ્યું કે બ્રહ્મજ્ઞાન. બીજું પ્રશ્ન પૂછ્યું કે, એ ઉદયમાં કોણ સહાય કરે છે? જવાબમાં જણાવ્યું કે, સંયમ અને તેના જેવા બીજા નિયમો. ત્રીજો પ્રશ્ન કરે છે કે, આત્માને નિજસ્થાને કોણ પહોંચાડે છે? ઉત્તર આપ્યું કે, કર્મ ને ઉપાસનારૂપ ધર્મ. ચોથો પ્રશ્ન કીધો કે આત્મા ક્યાં વસે છે? તેના ઉત્તરમાં જણાવ્યું કે સત્યજ્ઞાનરૂપ પરબ્રહ્મમાં. પ્રથમ શાસ્ત્રથી જ્ઞાન મળે છે, તેમ બીજી વસ્તુ શમદમાદિક સંપત્ત છે, અને જે યોગ સેવે છે, જે યોગના બળથી જીવનું દેહાભિમાનપણું દૂર થઈ જાય છે અને પછી સ્વર્ગ એટલે સગુણબ્રહ્મનું દર્શન થાય છે અને પછી મુક્તિ પામે છે.]

## ગુરૂ અને શાસ્ત્રનું પ્રામાણ્ય

यक्ष उवाच ।

केनस्विच्छ्रोत्रियो भवति? केनस्विद्विन्दते महत्?
केनस्विद्द्वितीयवान्भवति? राजन्केन च बुद्धिमान्?।४९।

યક્ષે પૂછ્યું; "હે રાજા! કઈ વસ્તુદ્વારા મનુષ્ય શ્રોત્રિય થઇ શકે છે? કઇ વસ્તુદ્વારા મનુષ્ય મોટા પદાર્થનો લાભ

કરી શકે છે ? કઈ વસ્તુદ્વારા મનુષ્ય દ્વિતીયવાન્ (બીજા સહાયકવાળો) થાય છે? અને કઈ વસ્તુદ્વારા મનુષ્ય બુદ્ધિમાન થાય છે ?"૪૯

युधिष्ठिर उवाच ।

श्रुतेन श्रोत्रियो भवति, तपसा विन्दते महत् ।
धृत्या द्वितीयवान्भवति, बुद्धिमान्वृद्धसेवया ॥५०॥

યુધિષ્ઠિર બોલ્યા; "વેદશાસ્ત્રનો અભ્યાસ કરવાથી મનુષ્ય શ્રોત્રિય થઈ શકે છે; તપસ્યાદ્વારા મોટા પદાર્થને મેળવે છે; ધીરજથી દ્વિતીયવાન્ (બીજા સહાયકવાળો) થાય છે અને વૃદ્ધ પુરુષોની સેવાથી બુદ્ધિમાન્ બને છે."૫૦ (પ્રશ્નો ૮)

[ભાવાર્થઃ-વેદાધ્યયન કરનારો પુરુષ આચાર્યના મુખથી વેદના અર્થો ભણીને શ્રોત્રિય થઈ શકે છે, પણ કેવળ વેદના અક્ષરો જ મોઢે ભણી જવાથી શ્રોત્રિય થઈ શકતો નથી; માટે આચાર્યની પાસેથી વેદના અર્થો ભણીને શ્રોત્રિય થવાની જરૂર કહી અને તપસ્યા તથા યુક્તિવડે શ્રવણ કરેલા વેદના અર્થોનો વિચાર કરવાથી પરબ્રહ્મના સ્વરૂપનો નિશ્ચય કહ્યો. તે પછી નિદિધ્યાસનદ્વારા પ્રત્યગાત્માનું (અવિદ્યાએ પ્રાપ્ત કરેલું અસમર્થપણાદિકવાળું જે જીવનું સ્વરૂપ છે તેથી વિપરીત,) અને વિદ્યાથી પ્રાપ્ત થઇ શકે તેવાં બીજાં સ્વરૂપને પ્રાપ્ત થાય છે એમ કહ્યું. આ શ્રવણ, મનન ને નિદિધ્યાસન એ ત્રણ વિષયોનો

નિશ્ચય કરનારી બુદ્ધિ, ગુરુના ઉપદેશથી મળે છે. શ્રુતિ કહે છે કે અચાર્યવાન્ પુરુષો વેદ, ગુરુ પાસેથી પુરુષને જ્ઞાન મળે છે.]

## બ્રાહ્મણોના ધર્મો

**यक्ष उवाच ।**

**किं ब्राह्मणानां देवत्वं ? कश्च धर्मः सतामिव ?**
**कश्चैषां मानुषो भावः ? किमेषामसतामिव ? ।।५१।।**

યક્ષે પૂછ્યું: "હે રાજા ! બ્રાહ્મણોમાં દેવપણા જેવું શું છે? તેઓમાં સત્પુરુષોના જેવો ધર્મ શો છે? તેઓમાં મનુષ્યપણું શું છે? તથા તેઓમાં દુર્જનોના જેવું કીયું આચરણ છે?"૫૧

**युधिष्ठिर उवाच ।**

**स्वाध्याय एषां देवत्वं, तप एषां सतामिव ।**
**मरणं मानुषो भावः, परिवादोऽसतामिव । ।।५२।।**

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "અંગો સાથે વેદોનું અધ્યયન કરવું એ બ્રાહ્મણોમાં દેવપણું છે; તપશ્ચર્યા કરવી એ સત્પુરુષોના જેવો ધર્મ છે; મરણ પામવું એ મનુષ્ય ધર્મ છે અને નિંદા કરવી એ દુર્જનોના જેવું આચરણ છે."૫૨ (પ્રશ્નો ૧૨)

[ભાવાર્થ:–વેદાધ્યયન કરવાથી બ્રાહ્મણો સ્વર્ગમાં જઇ શકે છે; શમાદિક બ્રાહ્મણોનો સદાચાર છે; દેહાદિકનું અભિમાન કરવું એ બ્રાહ્મણોમાં મનુષ્યપણું ગણાય છે

અને તેથી જન્મ મરણના ફેરાને ભોગવ્યા કરે છે; દેવ તથા બ્રાહ્મણોની નિંદા કરવી એ દુર્જનોનું આચરણ કહેવાય છે. આમાં પ્રથમ બે વાત કહી, તે બ્રાહ્મણોએ ગ્રહણ કરવી જોઇએ અને બીજી બે વાત કહી તે ત્યાગ કરવી જોઇએ.]

## ક્ષત્રિયોના ધર્મો

यक्ष उवाच ।

किं क्षत्रियाणां देवत्वं ? कश्च धर्मः सतामिव ?

कश्चैषां मानुषो भावः ? किमेषामसतामिव ? ॥५३॥

યક્ષે પૂછ્યું; "હે રાજા! ક્ષત્રિયોનું દેવપણું શું છે? તેઓનો સત્પુરુષોના જેવો કીયો ધર્મ છે? તેઓનું મનુષ્યપણું શું છે? અને તેઓનું દુર્જનોના જેવું આચરણ કીયું છે?"૫૩

युधिष्ठिर उवाच ।

इष्वस्त्रमेषां देवत्वं, यज्ञ एषां सतामिव ।

भयं वै मानुषो भावः, परित्यागोऽसतामिव ॥५४॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "ધનુર્વેદનું અધ્યયન કરવું એ ક્ષત્રિયોનું દેવપણું કહેવાય છે; યજ્ઞ કરવો એ ક્ષત્રિયોનો સત્પુરુષોના જેવો ધર્મ ગણાય છે; ભય પામવું એ તેઓનું મનુષ્યપણું ગણાય છે અને શરણાગત દુઃખી મનુષ્યની રક્ષા ન કરવી, એ તેઓનું દુર્જનોનાં જેવું દુષ્ટાચરણ કહેવાય છે."૫૪ (પ્રશ્નો ૧૬)

## યજ્ઞના સાધનો

**यक्ष उवाच ।**

**किमेकं यज्ञियं साम? किमेकं यज्ञियं यजुः? ।**
**का चैषां वृणुते यज्ञं? कां यज्ञो नातिवर्तते? ॥५५॥**

યક્ષે પૂછ્યું; "કઈ એક વસ્તુ યજ્ઞમાં ગવાતા સામરૂપ ગણાય છે? કઈ એક વસ્તુ યજ્ઞમાં ઉપયોગી એવા યજુષરૂપે ગણાય છે? એઓમાંથી કઈ વસ્તુ યજ્ઞને વરે છે અને યજ્ઞ કઈ વસ્તુનું ઉલ્લંઘન કરતો નથી?"[૫૫]

**युधिष्ठिर उवाच ।**

**प्राणो वै यज्ञियं साम, मनो वै यज्ञियं यजुः ।**
**ऋगेका वृणुते यज्ञं, तां यज्ञो नातिवर्तते ॥५६॥**

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું: "પ્રાણ એ યજ્ઞ સંબંધી સામ છે; મન એ યજ્ઞ સંબંધી યજુષ્ છે, અને એક ઋચા યજ્ઞને વરે છે અને યજ્ઞ તેનું ઉલ્લંઘન કરતો નથી."[૫૬] (પ્રશ્નો ૨૦)

[ભાવાર્થ:—સામવેદ અને યજુર્વેદ જેવા કામ્યયજ્ઞને ઉપકારક છે, તેમ જ પ્રાણ અને મનને જો નિયમમાં રાખવામાં આવે તો તે બન્ને જ્ઞાનયજ્ઞને ઉપયોગી થઈ પડે છે. ઋચા વિના જેમ કામ્યયજ્ઞ વ્યર્થ છે, તેમ જ વિશુદ્ધ પ્રાર્થના વગર આત્મજ્ઞાન પણ વ્યર્થ છે: અને વાણીથી પરમાત્માની પ્રાર્થના કરવાથી સત્ય વસ્તુ પ્રાપ્ત

થાય છે. સર્વમાં શ્રેષ્ઠ એવો ઋગ્વેદ જ્ઞાનને શ્રેષ્ઠ કહે છે, માટે તેનું ઉલ્લંઘન કરવાથી કોઇ પણ દિવસ જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી; કેમકે વેદમાં કેટલેક ઠેકાણે કહેલું છે કે, "તમે મન, વાણી અને પ્રાણને નિયમમાં રાખીને આત્માના હિતમાં જોડો." પ્રજાપતિએ પણ આ મન, વાણી તથા પ્રાણ, ત્રણની ઉત્પત્તિ આત્માના હિતને માટે કરેલી છે અને તેમાં પ્રાણ તથા મન કરતાં વાણીનું એટલે વેદનું શ્રેષ્ઠપણું કહ્યું છે.]

ગૃહસ્થના ઉત્તમ ધર્મો

यक्ष उवाच ।

किंस्विदावपतां श्रेष्ठं ? किंस्विन्निवपतां वरम् ? ।

किंस्वित्प्रतिष्ठमानानां ? किंस्वित्प्रसवतां वरम् ? ॥५७॥

યક્ષે પૂછ્યું; "આવપન કરનારાઓને (ક્યારા બાંધી ખેડનારાઓને) કઈ વસ્તુ શ્રેષ્ઠ છે ? નિર્વપન કરનારાઓને કઈ વસ્તુ શ્રેષ્ઠ છે ? પ્રતિષ્ઠા મેળવનારાઓને કઈ વસ્તુ શ્રેષ્ઠ છે ? અને પ્રજા ઉત્પન્ન કરનારાઓને કઈ વસ્તુ શ્રેષ્ઠ ?"૫૭

युधिष्ठिर उवाच ।

वर्षमावपतां श्रेष्ठं, बीजं निवपतां वरम् ।

गावः प्रतिष्ठमानानां, पुत्रः प्रसवतां वरः ॥५८॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "આવપન કરનારાએ (ક્ષેત્રમાં ઉપર ઉપરથી બીને વેરનારાઓ)ને

પાણીની વૃષ્ટિ શ્રેષ્ઠ ગણાય છે; નિર્વપન કરનારાઓ (જમીન ખેડીને અંદર બીજને વાવનારાઓ અથવા સંગ્રહ કરનારાઓ) ને બી શ્રેષ્ઠ ગણાય છે; પ્રતિષ્ઠા મેળવનારાઓને ગાયો શ્રેષ્ઠ મનાય છે; અને પ્રજા ઉત્પન્ન કરનારાઓને પુત્ર શ્રેષ્ઠ ગણાય છે."૫૮

[ભાવાર્થઃ-આવપન એટલે દેવતાઓને તૃપ્ત કરવા. એ દેવતાઓને કેમ તૃપ્ત કરવા, તે માટે કહે છે કે, અગ્નિમાં વિધિપૂર્વક જે આહુતિ આપવામાં આવે છે તે સૂર્યને પહોંચે છે, સૂર્ય પાણીની વૃષ્ટિ કરે છે, પાણીની વૃષ્ટિથી અન્ન ઉત્પન્ન થાય છે અને અન્નથી પ્રજાની સ્થિતિ ચાલ્યા કરે છે અર્થાત્ અન્ન ઉપર પ્રજા પોતાના પ્રાણનું રક્ષણ કરે છે. એ પ્રમાણે જેઓ યજ્ઞોદ્વારા દેવોને આવપન એટલે તૃપ્ત કરે છે તેઓને સર્વનો ઉપકાર કરનારી જળની વૃષ્ટિ જ શ્રેષ્ઠ ફળ ગણાય છે.

હવે નિર્વપન એટલે પિતૃતર્પણ કરવું, અથવા નિવાપાંજલિ આપવી. જેઓ નિવાપાંજલિ આપે છે તેઓને 'પિતામહો પ્રસન્ન થઇને આયુષ્ય, પ્રજા, ધન, વિદ્યા, સ્વર્ગ, મોક્ષ, સુખો તથા રાજ્ય આપે છે," આ આશીર્વચન પ્રમાણે, બીજ એટલે આત્માનો ઉપકાર કરનારી એ સર્વ વસ્તુ શ્રેષ્ઠ ફળરૂપે ગણાય છે.

અને જેઓ આલોકમાં પ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છા કરે છે તેઓને, અતિથિઓને તૃપ્ત કરનારી ગાયો શ્રેષ્ઠ ફળ ગણાય છે; અને જેઓ સંતતિનો લાભ મેળ-

વવાની ઇચ્છા રાખતા હોય તેઓને શ્રાદ્ધ તર્પણ આદિક કર્મમાં મુખ્ય અધિકારી તરિકે પુત્ર જ, દૌહિત્રાદિક કરતાં, શ્રેષ્ઠ ફળ ગણાય છે] (પ્રશ્નો ૨૪)

### અધમ મનુષ્યના ગુણ

यक्ष उवाच ।

इन्द्रियार्थाननुभवन्बुद्धिमाँल्लोकपूजितः ।
संमतः सर्वभूतानामुच्छ्वसन्को न जीवति ? ॥५९॥

યક્ષે પૂછ્યું; એવો કયો પુરુષ છે જે ઇંદ્રિયોદ્વારા શબ્દાદિક વિષયોનો અનુભવ લે છે, બુદ્ધિમાન્ લોકમાં પ્રતિષ્ઠા પામેલો હોય છે, સર્વ પ્રાણીઓમાં માન પામેલો હોય છે, અને તેઓની માફક શ્વાસ પણ લેતો હોય છે છતાં તે જીવતો ગણાતો નથી.[૫૯]

युधिष्ठिर उवाच ।

देवतातिथिभृत्यानां पितृणामात्मनश्च यः ।
न निर्वपति पञ्चानामुच्छ्वसन्न स जीवति ॥६०॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "જે પુરુષ દેવતાઓનું, અતિથિઓનું, માતાપિતા વગેરેનું તથા સેવક વગેરે પોષ્ય વર્ગનું, પિતૃઓનું તથા પોતાનું–એમ પાંચેનું પોષણ કરતો નથી, તે શ્વાસ લેતાં છતાં પણ જીવતો નથી અર્થાત્ મરણ પામેલો સમજવો. (કંજુસ માણસ જગતમાં જીવતો હોય છતાં પણ મરેલો સમજવો.)[૬૦]

[ભાવાર્થ:–જે પુરુષ શુભાશુભ વિચાર કરવાને સમર્થ હોય, પુષ્કળ ધનને લીધે લોકમાં પૂજાતો હોય; દાનાદિકના સામર્થ્યને લીધે સર્વ યાચકો તેની આશા કરતા હોય, છતાં પણ દાનાદિક ધર્મો કરતો ન હોય; શ્રાદ્ધ, તર્પણ વગેરે પણ કરતો ન હોય, અતિથિઓની સેવા પણ કરતો ન હોય, ઉપયોગી સેવકોનો યોગ્યતા પ્રમાણે સત્કાર પણ કરતો ન હોય; એટલું જ નહીં પરંતુ પોતે પણ વૈભવ સુખ ભોગવતો ન હોય, તેવા કંજુસ પુરુષનું જીવન કેવળ દુઃખરૂપ નહીં, પરંતુ તેવાને જીવતો જ મુવેલો જાણવો.]

બ્રહ્મચારીના ધર્મો

यक्ष उवाच ।

किंस्विद्गुरुतरं भूमेः ? किंस्विदुच्चतरं च खात् ? ।
किंस्विच्छीघ्रतरं वायोः ? किंस्विद्बहुतरं तृणात् ? ॥६१॥

યક્ષે પૂછ્યું; "પૃથિવી કરતાં વિશેષ ભારે શું ? આકાશ કરતાં વધારે ઉંચું શું ? વાયુ કરતાં વધારે વેગવાળું શું ? અને તૃણના કરતાં પણ સંખ્યામાં વધારે વસ્તુ કઈ છે ?"૬૧

युधिष्ठिर उवाच ।

माता गुरुतरा भूमेः, खात्पितोच्चतरस्तथा ।
मनः शीघ्रतरं वाताच्चिन्ता बहुतरी तृणात् ।६२॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "માતા પૃથ્વી કરતાં વધારે

ભારે છે; પિતા આકાશ કરતાં વિશેષ ઉન્નત છે; મન વાયુ કરતાં વધારે વેગવાળું છે અને ચિંતા તૃણ કરતાં વધારે છે."[૬૨] (પ્રશ્નો ૨૫.)

[ભાવાર્થ:-પ્રથમ વેદાધ્યયન વગેરે કરવાનું જ કહ્યું છે. તે જેનાથી બની શકે નહીં તેણે માતા પિતાની સેવા કરવી અને મનનો તથા ચિંતા વગેરેનો વેગ અટકાવવો એમ કહ્યું ]

યોગીના ધર્મો

यक्ष उवाच ।

किंस्वित्सुप्तं न निमिषति? किंस्विज्जातं न चेङ्गते? ।
कस्यस्विद्धृदयं नास्ति? कास्विद्वेगेन वर्धते? ॥६३॥

યક્ષે પૂછ્યું; "કોણ નિદ્રા કર્યા પછી પણ આંખો મીંચતું નથી? કોણ જન્મ્યા પછી પણ ચળાયમાન થતું નથી? કોને હૃદય નથી? અને કઇ વસ્તુ વેગથી વૃદ્ધિ પામે છે?"[૬૩]

युधिष्ठिर उवाच ।

मत्स्यः सुप्तो न निमिषत्यण्डं जातं न चेङ्गते ।
अश्मनो हृदयं नास्ति, नदी वेगेन वर्धते ॥६४॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "માછલું સુતી વખત આંખ મીંચતું નથી; ઇંડું જન્મ્યા પછી ચળાયમાન થતું નથી પણ એક ઠેકાણે સ્થિર થઇને પડ્યું રહે છે; પત્થરને

હૃદય હોતું નથી અને નદી પાણીના વેગથી વૃદ્ધિ પામે છે."[૬૪] (પ્રશ્નો ૨૯.)

[ભાવાર્થઃ-વ્યાવહારિક પક્ષમાં માછલું જેમ બન્ને તીરમાં ફર્યા કરે છે અને પોતાના સ્થાનમાં નિદ્રા કરતી વખતે આંખો મીંચતું નથી, તેમ અધ્યાત્મ પક્ષમાં મત્સ્ય એટલે જીવ, સ્વપ્નાવસ્થામાં અને જાગ્રદવસ્થામાં અથવા તો આ લોકમાં અને પરલોકમાં ફર્યા કરે છે અને સમાનરૂપ તથા સ્વરૂપભૂત પરબ્રહ્મને પ્રાપ્ત થયા છતાં પણ, તેની દૃષ્ટિ મીંચાતી નથી, એટલે જીવના જ્ઞાનનો નાશ થતો નથી, માટે મનનો વિનાશ થયા છતાં પણ જીવનો નાશ સંભવતો નથી. તેમ જ જીવ અવિનાશી હોવાથી જીવની ઉત્પત્તિ પણ સંભવતી નથી.

અંડ કહેતાં પિંડ અને બ્રહ્માંડ. બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે, પરંતુ તે ચલાયમાન હોતું નથી. પુરુષરૂપ પરમાત્માની પ્રેરણાને લીધે અહંકારાદિક સર્વ જડ પદાર્થો ચેષ્ટાવાળા એટલે ક્રિયાવાળા થાય છે, એ અનુત્પન્ન અને ઉત્પન્નરૂપ જીવ તથા પિંડ બ્રહ્માંડના સંયોગરૂપ જે દુઃખ, તે દુઃખની નિવૃત્તિ કેવળ સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ, આ ત્રણ શરીરોના આક્ષેપની નિવૃત્તિ કરવાથી થાય છે.

અશ્મ કહેતાં પત્થર ને યોગી. ઉપર કહેલાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરોના અધ્યાસથી રહિત યોગીને જ, હૃદય કહેતાં શોકસ્થાન હોતું નથી. યોગી-

ઓનું સમાધિમાંથી જે વ્યુત્થાન થાય છે, તે કેવળ ચિત્તના વિક્ષેપને લીધે જ થાય છે.

યોગીઓની ચિત્તનદી બાહ્યપદાર્થોનાં દર્શન વગેરે આવેગને લીધે વૃદ્ધિ પામે છે; પરંતુ સુષુપ્તિમાંથી ઉઠેલાને જેમ સ્વપ્નનું દર્શન, જેટલો વખત સ્વપ્નું જોયું હોય તેટલો જ વખત રહે છે, તેમ જ સમાધિમાંથી પણ ઉઠેલાને આ પ્રપંચ જ્યાંસૂધી દેખાય છે ત્યાંસૂધી જ રહે છે, પરંતુ તે પછી તેનો તુરત જ લય થાય છે.]

## ગૃહસ્થાશ્રમીને મોક્ષનો અધિકાર

यक्ष उवाच ।

किंस्वित्प्रवसतो मित्रं ? किंस्विन्मित्रं गृहे सतः ? ।

आतुरस्य च किं मित्रं ? किंस्विन्मित्रं मरिष्यतः ?॥६५॥

યક્ષે પૂછ્યું: "પ્રવાસીનો મિત્ર કોણ? ઘરમાં વાસ કરનારનો મિત્ર કોણ? આતુર (રોગી)નો મિત્ર કોણ? અને મરવા તૈયાર થયેલાનો મિત્ર કોણ?[૬૫]

युधिष्ठिर उवाच ।

सार्थः प्रवसतो मित्रं, भार्या मित्रं गृहे सतः ।

आतुरस्य भिषङ्मित्रं, दानं मित्रं मरिष्यतः ॥६६॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "પ્રવાસીનો સથવારો મિત્ર ગણાય છે; ઘરમાં વસનારનો સ્ત્રી મિત્ર ગણાય છે; રોગીનો વૈદ્ય મિત્ર ગણાય છે અને મરવાને તૈયાર થયેલાનો દાન મિત્ર ગણાય છે."[૬૬] (પ્રશ્નો ૩૩)

[ભાવાર્થ:-પ્રવાસ કરનારાઓને જેમ સથવારો હિત કારી થઈ પડે છે; તેમ જ મનોનિરોધ કરવાને અસમર્થ એવા મરવા તૈયાર થયેલા પુરુષને દાન જ હિતકારી ગણાય છે.

'બીજી પ્રતમાં' 'विद्या प्रवसतो मित्रं' એવો પાઠ છે. તેનો અર્થ એ થાય છે કે "પ્રવાસીનો મિત્ર વિદ્યા છે;" કારણ કે વિદ્યાવાળો પ્રવાસી હોય તો ગમે ત્યાં પણ પોતાનો નિભાવ કરી લે છે, આપદા વેઠતો નથી. પણ એકલો અર્થવાળો હોય તો અર્થ ખૂટતાં તેને પ્રવાસમાં મુશ્કેલીઓ પડે. એ રીતે જોતાં विद्या...નો પાઠભેદ પણ સ્વીકારવા જેવો છે. તેમજ વળી મૂળ સાર્થ શબ્દનો અર્થ ટીકાકારે "સથવારો" કર્યો છે, છતાં પણ તેનો અર્થ "અર્થવાળો"–(જેની પાસે પૈસા છે) એવો કર્યો હોય તો પણ ચાલે; કારણ કે પ્રવાસમાં પૈસાની જ વિશેષ કરીને જરૂર પડે છે, અને તે પાસે હોય તો દુઃખ પડતું નથી, જો કે લૂંટાવાનો ભય રહે છે; એટલા માટે "સાર્થ"નો અર્થ સાથી–સથવારો કરેલો જણાય છે. વિદ્યાવાન પ્રવાસીને માર્ગે સાથી–સાથવારો પણ મળે છે અને પૈસા પણ મળી શકે છે. એ રીતે જોતાં 'विद्या' અને સાર્થ બન્ને પાઠ યોગ્ય છે. અધ્યાત્મ દૃષ્ટિએ જોતાં વિદ્યા એટલે બ્રહ્મજ્ઞાન અને સાર્થ એટલે ધર્મરૂપી પુરૂષાર્થ–એ જેની પાસે આ ભવસંસારમાં હોય તેનો પ્રવાસ સુખરૂપ નીવડે છે. જો પ્રવાસ ન કરવો હોય એટલે બહાર ન જવું હોય અને ઘરમાં જ રહીને શ્રેય

પ્રાપ્ત કરવું હોય તો શું કરવું? એવો બીજો પ્રશ્ન છે. તેનો ઉત્તર એ કે ઘરમાં રહેનાર માટે સ્ત્રી તેનો મિત્ર છે; કારણ કે સ્ત્રીની સહાયતાથી ગૃહસ્થાશ્રમી ધર્મ નામનો પુરુષાર્થ પ્રાપ્ત કરી શકે છે અને મોક્ષ પણ મેળવી શકે છે.

રોગ શબ્દનો અર્થ શરીર સંબંધી દુઃખ અને જન્મ મરણ રૂપી દુઃખ—એમ બે સમજવાં. પહેલા દુઃખ માટે વૈદ્ય મિત્ર ગણાય છે અને બીજા દુઃખ માટે સદ્ગુરૂ મિત્ર ગણાય છે. અને કંઇ નહિ થઇ શકયું હોય તેવા મરણ પાસે આવેલા માણસ માટે દાન ઉપકારક છે. દાન એટલે વ્યવહાર પક્ષમાં પોતાની પાસે જે હોય તે શ્રદ્ધાપૂર્વક બીજાને આપી દઇ પોતાનો હક્ક ઉઠાવી લેવો તે; ત્યાગ કરવું તે. અને અધ્યાત્મપક્ષમાં દાનનો અર્થ વાસનાનો ત્યાગ સમજવો. આ ચારે પ્રશ્નોમાં ગૃહસ્થાશ્રમીને મોક્ષ મેળવવાના માર્ગો દર્શાવ્યા છે ]

### યજ્ઞનું મહાત્મ્ય

**यक्ष उवाच ।**

**कोऽतिथिः सर्वभूतानां ? किंस्विद्धर्मं सनातनम् ? ।**
**अमृतं किंस्विद्राजेन्द्र ? किंस्वित्सर्वामिदं जगत् ? ॥६७॥**

યક્ષે પૂછયું; "હે રાજેંદ્ર ! સર્વ પ્રાણીઓનો અતિથિ કોણ? સનાતન ધર્મ કયો ? અમૃત એટલે શું ? અને આ સર્વ જગત્ શું છે ?"૬૭

**युधिष्ठिर उवाच ।**

**अतिथिः सर्वभूतानामग्निः, सोमो गवामृतम् ।**
**नसातनोऽमृतो धर्मो, वायुः सर्वामिदं जगत् ॥६८॥**

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "અગ્નિ એ સર્વ પ્રાણીઓનો અતિથિ છે; ગાયનું દૂધ અમૃત કહેવાય છે; અને તેને અગ્નિમાં હોમવું તે જ સનાતન ધર્મ કહેવાય છે; અને વાયુ આ સર્વ જગતરૂપ કહેવાય છે."[૬૮] (પ્રશ્નો ૩૭.)

[ભાવાર્થઃ–દાન ચિત્તને શુદ્ધ કરીને યજ્ઞાદિકમાં પ્રવૃત્તિ કરાવનાર છે અને યજ્ઞાદિક ચિત્તની એકાગ્રતાદ્વારા સમષ્ટિની ઉપાસનામાં પ્રવૃત્તિ કરાવે છે; માટે યજ્ઞમાં સાધનરૂપ આહ્વનીય આદિ અગ્નિની જ અતિથિની પેઠે સર્વે લોકોએ પૂજા કરવી જોઇએ, ને તેથી અગ્નિને સર્વ પ્રાણીનો અતિથિ કહ્યો છે.

અમાવાસ્યાનો ચંદ્ર એક કળા માત્ર બાકી રહેલો હોય છે, તે પ્રભાતમાં સૂર્યના મંડળમાં, મધ્યાહ્ને વનસ્પતિમાં અને સાયંકાળે પાણીમાં પ્રવેશ કરીને તૃણ, ગુલ્મ, લતા, વૃક્ષ અને ઔષધિઓને ઉત્પન્ન કરે છે; અને ગાયો, ઔષધિઓમાં અને પાણીમાં રહેલા તે ચંદ્રનું ભક્ષણ તથા પાન કરે છે, તેથી ચંદ્રમાના શરીરમાં રહેલું અમૃત, ગાયોના શરીરમાં પ્રવેશ કરીને દૂધરૂપે પરિણામ પામે છે, માટે દૂધ અમૃત છે.

તે દૂધનું ઘૃત કરીને બ્રાહ્મણો, મંત્રદ્વારા પવિત્ર કરીને, અગ્નિમાં દેવોને ઉદ્દેશીને તેની આહુતિઓ આપીને પાછી ચંદ્રની વૃદ્ધિ કરે છે; એટલા માટે ગાયનું દૂધ જ સોમ કહેતાં અમૃત કહેવાય છે; અને મોક્ષમાં કારણભૂત

હોવાથી એ અમૃત અગ્નિમાં પાછું અર્પવું એ જ સનાતન ધર્મ ગણાય છે.

વળી "વાયુ જ વ્યષ્ટિ છે, વાયુ જ સમષ્ટિ છે," એ શ્રુતિના પ્રમાણ પ્રમાણે વાયુ જ પિંડરૂપ અને બ્રહ્માંડરૂપ છે, માટે વાયુ જ મોક્ષનું દ્વાર કહેવાય છે.]

## જિવાત્માની સ્થિતિ

यक्ष उवाच ।

किंस्विदेको विचरते ? जातः को जायते पुनः ? ।

किंस्विद्धिमस्य भेषज्यं ? किंस्विदावपनं महत् ? ।।६९।।

યક્ષે પૂછ્યું; "એકલો કોણ ફરે છે? એકવાર ઉત્પન્ન થઈને ફરી કોણ ઉત્પન્ન થાય છે? ટાઢનું ઔષધ શું છે? અને કઇ વસ્તુ મોટું આવપન (ક્ષેત્ર) ગણાય છે?"૬૯

युधिष्ठिर उवाच ।

सूर्य एको विचरते, चन्द्रमा जायते पुनः ।

अग्निर्हिमस्य भैषज्यं, भूमिरावपनं महत् ।।७०।।

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "સૂર્ય આકાશમાં એકલો ફર્યા કરે છે; ચંદ્ર એકવાર જન્મીને પાછો જન્મે છે; ટાઢનું ઔષધ અગ્નિ છે; અને પૃથ્વી એ મોટું આવપન (ક્ષેત્ર) ગણાય છે."૭૦ (પ્રશ્નો ૪૧)

[ભાવાર્થઃ–પિંડબ્રહ્માંડરૂપ વાયુનો પણ જ્યારે નાશ થાય છે, ત્યારે લૌકિક ઉદાહરણમાં જેમ એક પ્રકાશ

કરનારો સૂર્ય આકાશમાં ફરે છે, તેમ જ ચૈતન્યરૂપ એક આત્મા જ બાકી રહે છે. ત્રણે અવસ્થામાં, અને તેના અભાવમાં કહેતાં તુરીયાવસ્થામાં, (જેમ આ લોકમાં સૂર્ય પ્રકાશે છે, તેમ સર્વે અવસ્થામાં) પરમાત્મા પ્રકાશ્યા કરે છે, માટે પ્રપંચનું ભાન થશે નહીં. છતાં યુધિષ્ઠિરને યક્ષે પૂછ્યું કે, તમે પ્રપંચનુ ભાન થયાનુ કેમ કહો છો? તેના ઉત્તરમાં યુધિષ્ઠિર કહે છે કે, લોકમાં જેમ ચંદ્રમા વારંવાર ઉત્પન્ન થયા કરે છે, તેમ જ મન પણ અવિદ્યાને લીધે વારંવાર ઉત્પન્ન થયા કરે છે; અને તે દુઃખદાયક જગતની કલ્પના કર્યા કરે છે; માટે તે અવિદ્યાના નાશનો ઉપાય કરવો જોઇએ. અવિદ્યાના નાશ માટે, જેમ હિમ કહેતાં ઝાકળ સૂર્યને ઢાંકી દે છે, તેમ જ અવિદ્યા આત્માને ઢાંકી દે છે, માટે તેનો નાશ કરવાનો ઉપાય અગ્નિ કહેતાં तत्त्वमसि ઇત્યાદિક મહાવાક્યો છે. અગ્નિથી જેમ ઝાકળ અને તાઢનો નાશ થાય છે, તેમ જ तत्त्वमसि श्वेतकेतो વગેરે શ્રુતિવાક્યોથી, અવિદ્યાનો નાશ થાય છે. લૌકિક દૃષ્ટાંતમાં આ ભૂમિ જેમ મહાન્ ક્ષેત્ર ગણાય છે તેમ જ અધ્યાત્મ પક્ષમાં ભૂમિ કહેતાં આ શરીર, વિદ્યા અને અવિદ્યાનું મોટું ક્ષેત્ર ગણાય છે; કારણ કે આ શરીરવડે જ જેમ સંસારીપણાનો તેમ જ અસંસારીપણાનો એટલે બ્રહ્મભાવનો પણ સાક્ષાત્કાર કરી શકાય છે.]

## ધર્માદિ પ્રાપ્તિના સાધનો

यक्ष उवाच ।

किंस्विदेकपदं धर्म्यं ? किंस्विदेकपदं यशः ?

किंस्विदेकपदं स्वर्ग्यं ? किंस्विदेकपदं सुखम् ? ॥७१॥

યક્ષે પૂછ્યું; "ધર્મનું મુખ્ય સ્થાનક કયું ? યશનું મુખ્ય સ્થાનક કયું ? સ્વર્ગનું મુખ્ય સ્થાનક કયું ? અને સુખનું મુખ્ય સ્થાનક કયું ?"[૭૧]

युधिष्ठिर उवाच ।

दाक्ष्यमेकपदं धर्म्यं, दानमेकपदं यशः ।

सत्यमेकपदं स्वर्गं, शीलमेकपदं सुखम् ॥७२॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "ધર્મનું મુખ્ય સ્થાનક ડહાપણ; યશનું મુખ્ય સ્થાનક દાન; સ્વર્ગનું મુખ્ય સ્થાનક સત્ય અને સુખનું મુખ્ય સ્થાનક શીલ."[૭૨] (પ્રશ્નો ૪૫)

[ભાવાર્થઃ–જેઓને ધર્મ, યશ, સ્વર્ગ અને સુખ મેળવવાની ઇચ્છા હોય તેઓ જો ચાતુર્ય, દાન, સત્ય અને શીલનું અવલંબન કરે છે, તો પોતાના કાર્યમાં સિદ્ધિ મેળવે છે; કારણ કે ડહાપણ વગેરેમાંજ ધર્માદિકનું પર્યવસાન થાય છે."]

## દાનનું માહાત્મ્ય

यक्ष उवाच ।

किंस्विदात्मा मनुष्यस्य ? किंस्विद्दैवकृतः सखा ।?

उपजीवनं किंस्विदस्य ? किंस्विदस्य परायणम् ?॥७३॥

યક્ષે પૂછ્યું; "મનુષ્યનો આત્મા કોણ? મનુષ્યનો દૈવકૃત મિત્ર કોણ? મનુષ્યનું ઉપજીવન શું? અને મનુષ્યનો આશ્રય કોણ?"૭૩

युधिष्ठिर उवाच ।

पुत्र आत्मा मनुष्यस्य, भार्या दैवकृतः सखा ।
उपजीवनं च पर्जन्यो, दानमस्य परायणम् ॥७४॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું "પુત્ર એ મનુષ્યનો આત્મા કહેવાય છે; ભાર્યા એ મનુષ્યનો દૈવકૃત મિત્ર કહેવાય છે; મેઘ મનુષ્યનું ઉપજીવન કહેવાય છે; અને દાન મનુષ્યનું પરમ આશ્રયસ્થાન કહેવાય છે."૭૪ (પ્રશ્નો ૪૯

[ભાવાર્થઃ-પ્રથમ કહેલાં ડહાપણ વગેરેમાં દાન શ્રેષ્ઠ ગણાય છે; કારણ કે દાન કરવાથી પુત્રના જેવો આત્મા, ભાર્યા જેવો સખા, મેઘ જેવું ઉપજીવન એ સઘળું મળે છે "ना दत्तं उपतिष्ठति" વાપર્યા વિના મળતું નથી, એ વચન પ્રમાણે કોઈ પણ વસ્તુનું દાન કર્યા વિના તેનો ભોગ મળતો નથી, માટે દાન અવશ્ય કરવાનું કહ્યું.]

સંતોષ એ સુખનું મૂળ છે

यक्ष उवाच ।

धन्यानामुत्तमं किंस्विद्धनानां स्यात्किमुत्तमम् ? ।
लाभानामुत्तमं किं स्यात्सुखानां स्यात्किमुत्तमं ? ॥७५॥

યક્ષે પૂછ્યુંઃ "ધનના સાધનભૂત સર્વ વસ્તુઓમાં ઉત્તમ વસ્તુ કઈ છે? સર્વ ધનોમાં ઉત્તમ ધન કયું છે?

લાભોમાં ઉત્તમ લાભ કયો છે? અને સુખોમાં ઉત્તમ સુખ કયું છે?"૭૫

युधिष्ठिर उवाच ।

धन्यानामुत्तमं दाक्ष्यं, धनानामुत्तमं श्रुतम् ।
लाभानां श्रेय आरोग्यं, सुखानां तुष्टिरुत्तमा ॥७६॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "ધન મેળવવાનાં સર્વ સાધનોમાં ઉત્તમ સાધન ડહાપણ છે; ધનોમાં ઉત્તમ ધન શાસ્ત્રજ્ઞાન છે; લાભોમાં ઉત્તમ લાભ આરોગ્ય છે; અને સુખોમાં ઉત્તમ સુખ ઉત્તમ પ્રતિનો સંતોષ છે."૭૬ (પ્રશ્નો ૫૩)

[ભાવાર્થઃ–સુવર્ણ, રૂપું વગેરે ધાતુઓ વિદ્યાની આગળ તુચ્છ ગણાય છે, માટે શાસ્ત્રજ્ઞાનરૂપ ડહાપણ સંપાદન કર્યા પછી યથોચિત ઉદ્યોગનો આરંભ કરવાની જરૂર છે. શાસ્ત્રજ્ઞાનનો ઉદ્દેશ કેવળ ધર્મજ્ઞાન માટે તથા ધર્મસંગ્રહ કરવા માટે હોય છે; પરંતુ શરીર જો રોગગ્રસ્ત થઈ જાય છે તો ધર્મ સંપાદન કરી શકાતો નથી, માટે તે સંપાદન કરવામાં પ્રથમ આરોગ્યની જરૂર છે, તેથીજ આરોગ્યને મોટો લાભ કહેલો છે. તેમજ વાસના એ દુઃખનું મૂળ છે. વાસના દૂર થઇ જાય છે એટલે દુઃખ રહેતું નથી. વાસનાની નિવૃત્તિનું નામ યથાર્થ સંતોષ અને તે સંતોષજ શ્રેષ્ઠ સુખ ગણાય છે. ઉદ્યોગ, અધ્યયન અને આરોગ્ય, એ કેવળ સંતોષદ્વારા જ જ્ઞાનમાં ઉપયોગી થઇ પડે છે.]

## વિવિધ ધર્મો

यक्ष उवाच ।

किंस्विद्धर्मपरं लोके? कश्च धर्मः सदाफलः? ।
किं नियम्य न शोचन्ति? कैश्च सन्धिर्न जीर्यते ॥७७॥

યક્ષે પૂછ્યું; "આ લોકમાં શ્રેષ્ઠ ધર્મ કયો? નિત્ય ફળવાળો ધર્મ કયો? કોને નિયમમાં રાખવાથી મનુષ્યને શોક કરવો પડતો નથી? અને કોની સાથે કરેલી સંધિ નાશ પામતી નથી?"૭૭

युधिष्ठिर उवाच ।

आनृशंस्यं परं धर्मस्त्रेताधर्मः सदाफलः ।
मनो यम्य न शोचन्ति, सन्धिः सद्भिर्न जीर्यते ॥७८॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "અભય દાન અથવા દયા એ ઉત્તમ ધર્મ છે; ત્રણુ વેદને અનુસરી કરેલો ધર્મ સદા ફળદાતા છે; મનને નિયમમાં રાખવાથી મનુષ્યોને શોક કરવો પડતો નથી તથા સારા મનુષ્યોની સાથે કરેલી સંધિ (મૈત્રી) નાશ પામતી નથી."૭૮ (પ્રશ્નો ૫૬)

[ભાવાર્થ:-વિષયોનો ત્યાગ કરીને ત્યાગી થયેલા મનુષ્યોનો કોઈ પણ પ્રાણીઓને ભય લાગતો નથી, એટલા માટે સંન્યાસ ધર્મ જ સર્વથા ઉત્તમ અને આશ્રય કરવા જેવો છે. અભયદાન-દયા-કરુણા એ જ પરમ ધર્મ છે, એનાથી શ્રેષ્ઠ ધર્મ બીજો નથી. મનુષ્યે પ્રાણી માત્ર

તરફ દયાળુ રહેવું તે જ સર્વ ધર્મમાં શ્રેષ્ઠ ધર્મ છે. તુલસીદાસે પણ કહ્યું છે કે, "દયા ધર્મકા મૂળ હૈ."

અકાર, ઉકાર અને મકાર, એ ત્રણ પ્રણવરૂપ ધર્મ ત્રયીધર્મ કહેવાય છે. આમાં અકારાદિક ત્રણ અક્ષરોનો અર્થ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવો થાય છે. આ ત્રણ, આત્માના ઉપાધિભૂત છે, તેમાં પરનો પૂર્વપૂર્વમાં લય કરીને અર્ધ માત્રાના અર્થરૂપ તુરીયબ્રહ્મમાં સ્થિતિ કરવાથી મોક્ષ થાય છે, માટે ત્રયીધર્મનું ફળ અવિનાશી કહેલું છે અને એ ત્રયીધર્મ મેળવવા માટે મનનો નિગ્રહ કરવાની જરૂર છે; કારણ કે મનનો નિગ્રહ કરવાથી આત્મતત્ત્વનું જ્ઞાન થાય છે અને તેથી જીવ શોકમાંથી મુક્ત થાય છે. પરંતુ મનનો કેવી રીતે નિગ્રહ કરવો? તેને માટે કૃપાળુ સાધુ પુરુષોનો આશ્રય (સંધિ-મૈત્રી-સંગ) કરવાની જરૂર છે; કારણ કે મહાત્મા પુરુષોનો સંગ ને તેણે બતાવેલા ઉપાયનો આશ્રય કરવાથી મનુષ્ય અવશ્ય કૃતકૃત્ય થાય છે. ]

## ત્યાગના લાભ

यक्ष उवाच ।

किं नु हित्वा प्रियो भवति? किं नु हित्वा न शोचति?।
किं नु हित्वाऽर्थवान्भवति? किंनु हित्वा सुखी भवेत्?७९

યક્ષે પૂછ્યું; "મનુષ્ય કઈ વસ્તુનો ત્યાગ કરવાથી પ્રિય

થાય છે? કઇ વસ્તુનો ત્યાગ કરવાથી શોક કરતો નથી? કઈ વસ્તુનો ત્યાગ કરવાથી ધનવાન થાય છે? અને કઈ વસ્તુનો ત્યાગ કરવાથી સુખી થાય છે?"૭૯

युधिष्ठिर उवाच ।
मानं हित्वा प्रियो भवति, क्रोधं हित्वा न शोचति ।
कामं हित्वाऽर्थवान्भवति, लोभं हित्वा सुखी भवेत् ८०

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "મનુષ્ય અભિમાનનો ત્યાગ કરવાથી લોકોમાં પ્રિય થઇ પડે છે; ક્રોધ તજવાથી શોક કરતો નથી; કામ તજવાથી ધનવાન થાય છે અને લોભ તજવાથી સુખી થાય છે."૮૦ (પ્રશ્નો ૬૧)

[ ભાવાર્થઃ-અભિમાનાદિક ત્યાગ કરવાથી મનનો નિગ્રહ થઇ શકે છે, કારણ કે તે જ તેનો પ્રત્યક્ષ ઉપાય છે, માટે મનુષ્યે અભિમાનાદિકનો ત્યાગ કરીને મનનો નિગ્રહ કરીને, ધર્માદિક સંપાદન કરવા માટે સાવધ થવું જોઇએ. ક્રોધ પરને પીડા કરાવે છે ને પછી ક્રોધ કરનારને પીડે છે, ને તેથી ક્રોધ કરનારને શોક કરવો પડે છે. કામાસક્ત પુરુષ ધન ગુમાવે છે, ને કામજિત ગુમાવતો નથી, પણ તે ધનવાન જ રહે છે. લોભીને સુખ જ હોતું નથી, પણ લોભ ત્યાગી જ સુખી છે; કેમ કે નવી નવી તૃષ્ણાઓ હંમેશાં દુઃખ આપે છે. માટે એ સર્વનો ત્યાગ કરવો. ]

## અર્થનો સદુપયોગ

यक्ष उवाच।

किमर्थं ब्राह्मणे दानं? किमर्थं नटनर्तके?।
किमर्थं चैव भृत्येषु? किमर्थं चैव राजसु? ॥८१॥

યક્ષે પૂછ્યું; "બ્રાહ્મણને શા માટે દાન આપવામાં આવે છે? નટોને અને નાચનારાઓને શા માટે દાન આપવામાં આવે છે? સેવકોને શા માટે દાન આપવામાં આવે છે? અને રાજાઓને શા માટે દાન આપવામાં આવે છે?"[૮૧]

युधिष्ठिर उवाच।

धर्मार्थं ब्राह्मणे दानं, यशोर्थं नटनर्तके।
भृत्येषु सङ्ग्रहार्थं च, भयार्थं चैव राजसु ॥८२॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "ધર્મ માટે બ્રાહ્મણોને દાન આપવામાં આવે છે; યશ માટે નટોને અને નાચનારાઓને દાન આપવામાં આવે છે; ભરણ પોષણ માટે સેવક વગેરે પોષક વર્ગને દાન આપવામાં આવે છે; અને ભયને માટે રાજાને દાન દેવામાં આવે છે."[૮૨] (પ્રશ્નો ૬૫)

## અનર્થકારી વસ્તુઓ

यक्ष उवाच।

केन स्विदावृतो लोकः? केन स्विन्न प्रकाशते?।
केन त्यजति मित्राणि? केन स्वर्गं न गच्छति? ॥८३॥

યક્ષે પૂછ્યું; "જગત કઇ વસ્તુથી ઢંકાયલું છે? કઈ વસ્તુને લીધે તે પ્રકાશતું નથી? કઈ વસ્તુ મિત્રોનો ત્યાગ કરાવે છે? અને કઇ વસ્તુથી મનુષ્ય સ્વર્ગમાં જતો નથી?"૮૩

युधिष्ठिर उवाच ।

अज्ञानेनावृतो लोकस्तमसा न प्रकाशते ।

लोभात्त्यजति मित्राणि, सङ्गात्स्वर्गं न गच्छति ॥८४॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "આ મનુષ્ય લોક અજ્ઞાનથી ઢંકાયલો છે, અને તમોગુણને લીધે પ્રકાશતો નથી; લોભને લીધે મિત્રો ત્યાગ કરે છે અને કુસંગ કરવાથી મનુષ્ય સ્વર્ગમાં જઇ શકતો નથી."૮૪ (પ્રશ્નો ૬૯)

[ ભાવાર્થઃ-રજ્જુમાં સર્પનો ભાસ થવાથી રજ્જુનું સ્વરૂપ જેમ તિરોહિત થાય છે, તેમ જ જરા, મરણ, શોક, મોહાદિકના આશ્રયભૂત અજ્ઞાનના કાર્યભૂત, સ્થૂળ સૂક્ષ્મ શરીરદ્વારા, લોક એટલે સાક્ષાત્કારનો વિષયીભૂત આત્મા તિરોભાવને પામે છે; એટલા માટે એ અજ્ઞાનના નાશ માટે, પૂર્વોક્ત પ્રવિલાપનરૂપ ત્રયી ધર્મનો અવશ્ય આશ્રય કરવો જોઇએ. એટલે સ્થૂલનો સૂક્ષ્મમાં ને સૂક્ષ્મનો કારણ શરીરમાં લય કરવો જોઇએ. આ ત્રયી ધર્મ છે.

### શંકા સમાધાન

દાનાદિકના પ્રભાવથી માનાદિકનો પરાજય કરીને, મનને સ્વાધીન કરવાથી દુઃખનો આત્યંતિક નાશ

થાય છે; માટે ત્રયીધર્મના અવલંબનનું પ્રયોજન શું છે? તેમ સુષુપ્તિ કાળમાં બન્ને દેહની પ્રતીતિ થતી નથી, માટે પોતાની મેળે જ અજ્ઞાનનો નાશ થઈ જશે, તેમ પ્રવિલાપનરૂપ ત્રયીધર્મનું પણ પ્રયોજન નથી, એવો નિશ્ચય પણ કરવો કામનો નથી; એવી રીતે નિશ્ચય કરીને, નિશ્ચિંત રહેવું યોગ્ય નથી; કારણ કે તમ એટલે મૂળ અજ્ઞાનરૂપ અવિદ્યાદ્વારા, સુષુપ્તિ કાળનો આત્મા ઢંકાયલો રહે છે, તેથી તે જરા પણ પ્રકાશતો નથી; માટે જ અજ્ઞાનના નાશને માટે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, એ ત્રણે શરીરોનો ઉત્તરોત્તર લય કરવો જોઇએ એટલે સ્થૂળનો સૂક્ષ્મમાં અને સૂક્ષ્મનો કારણમાં અને કારણ શરીરનો પરમાત્મામાં લય કરવો જોઇએ. જ્ઞાન અને અજ્ઞાન એ બન્ને પદાર્થો વચ્ચે સંપૂર્ણ રીતે વિરોધ રહેલો છે, માટે કેવળ મનને બહારના વિષયોમાં જતું અટકાવવાથી જ અજ્ઞાને ઉભા કરેલા સંસારનો નાશ થશે એમ કોઈ પણ ક્રમ પ્રમાણે સંભવતું નથી. પરંતુ સર્પની ભ્રાંતિ દૂર થઇને રજ્જુની ખાતરી થાય છે કે ભ્રાંતિમૂલક ભય પણ તુરત દૂર થાય છે, તેમ જ દેહ મિથ્યા જણાયા પછી આત્મ સ્વરૂપની પ્રતીતિ થાય છે કે સંસારનો સમૂળો સંહાર થઈ જાય છે. માટે જે લોક અજ્ઞાનનો નાશ કરવામાં અંતરંગ સાધનભૂત શમ દમાદિકની સહાયતાનો ત્યાગ કરે છે, તેઓનો સંસારના બંધનમાંથી છૂટકો થતો નથી, તેનું કારણ

કેવળ લોભ અને આસક્તિ આ બે જ વસ્તુ છે. માટે સર્વ પ્રયત્નોવડે લોભ અને કામના સંગનો ત્યાગ કરીને, જ્ઞાનને જ સાધવું જોઇએ. ]

## મરેલી વસ્તુઓ

यक्ष उवाच ।

मृतः कथं स्यात्पुरुषः ? कथं राष्ट्रं मृतं भवेत् ?।
श्राद्धं मृतं कथं वा स्यात्कथं यज्ञो मृतो भवेत् ? ॥८५॥

યક્ષે પૂછ્યું; "પુરુષ કેવી રીતે જીવતાં છતાં મરી ગયેલો ગણાય છે? દેશ કેવી રીતે મરી ગયેલો ગણાય છે? શ્રાદ્ધ કેવી રીતે મરી ગયેલું ગણાય છે? અને યજ્ઞ કેવી રીતે મરી ગયેલો ગણાય છે?"૮૫

युधिष्ठिर उवाच ।

मृतो दरिद्रः पुरुषो मृतं राष्ट्रमराजकम् ।
मृतमश्रोत्रियं श्राद्धं मृतो यज्ञस्त्वदक्षिणः ॥८६॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "દરિદ્રી પુરુષ જીવતા છતાં મરી ગયેલો ગણાય છે; રાજા વિનાનો દેશ મરી ગયેલો ગણાય છે; વેદવેત્તા બ્રાહ્મણ વિનાનું શ્રાદ્ધ મરી ગયેલું ગણાય છે; અને દક્ષિણા વિનાનો યજ્ઞ મરી ગયેલો ગણાય છે."૮૬ (પ્રશ્નો ૭૩.)

[ભાવાર્થઃ—પ્રાણરૂપી રાજાનું ફરવાનું સ્થાન શરીરરૂપ એક દેશ છે. એ શરીર પ્રાણના વિયોગથી નકામું થઈ

પડે છે; અને વેદવેદાંતવેત્તા બ્રાહ્મણ પાસે ન હોવાથી શ્રાદ્ધ જેમ નિષ્ફળ થઇ પડે છે; અને દક્ષિણા ન દેવાથી જેમ યજ્ઞ નિષ્ફળરૂપ થઇ પડે છે; તેમ જ દરિદ્રી પુરુષ, જે લોભી મનનો છે અને દાનાદિક દેવાને અસમર્થ છે, તે જીવન્મૃત જેવો થઈ પડે છે.]

यक्ष उवाच ।

का दिक्किमुदकं पार्थ ? किमन्नं ? किंच वै विषम् ? ।
श्राद्धस्य कालमाख्याहि ? ततः पिब हरस्व च ॥८७॥

યક્ષે પૂછ્યું; "કઇ વસ્તુ દિશા ગણાય છે? કઇ વસ્તુ જલ? કઇ વસ્તુ અન્ન? અને કઇ વસ્તુ વિષ (ઝેર) ગણાય છે? તથા શ્રાદ્ધનો સમય કયો છે? આ પ્રશ્નોના ઉત્તરો આપ અને પછી પાણી પી અને પાણી લઈ જા."૮૭

બ્રાહ્મણનું વર્ચસ્વ

युधिष्ठिर उवाच ।

सन्तो दिग्जलमाकाशं, गौरन्नं, याचना विषम् ।
श्राद्धस्य ब्राह्मणः कालः, कथं वा यक्ष मन्यसे ? ॥८८॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "સત્પુરુષો દિશા ગણાય છે; આકાશ જલ ગણાય છે; ગૌ અન્ન ગણાય છે; યાચના વિષ ગણાય છે; શ્રાદ્ધનો સમય બ્રાહ્મણો ગણાય છે; હે યક્ષ! આપનું આ વિષયમાં શું માનવું છે?"૮૮ (પ્રશ્નો ૭૮.)

[ભાવાર્થઃ-વેદના પ્રમાણ પ્રમાણે વર્તનારા મહાત્મા

લોકો બ્રહ્મજ્ઞાનના યથાર્થ ઉપદેષ્ટા છે; ને આચાર્યો ઉપદેશોથી પરબ્રહ્મનું સ્વરૂપ જણાવે છે; માટે સત્પુરુષોને દિશા-માર્ગ-રૂપ કહી છે.

શ્રુતિના પ્રમાણ પ્રમાણે જલ શબ્દમાં પિંડબ્રહ્માંડરૂપ કાર્યના અભિમાની ઈશ્વરની લક્ષણા કરવામાં આવી છે અને આકાશ શબ્દમાં અવ્યાકૃત કારણના અભિમાની ઈશ્વરની લક્ષણા કરેલી છે. પણ ઉપાધિના ભેદને લીધે આ બન્નેની ભિન્ન ભિન્ન પ્રતીતિ થાય છે, પરંતુ "તે આ દેવદત્ત" એ વાક્યમાં, જેમ તે દેશમાં રહેલા તે કાળના દેવદત્તના અને એતદ્દેશમાં રહેલા વર્તમાનકાળના દેવદત્તના દેશ તથા કાલાદિક ઉપાધિભાગનો ત્યાગ કરવાથી, સર્વ ભેદનો નાશ થઇને કેવળ શુદ્ધ દેવદત્તની જ પ્રતીતિ થાય છે, તેમ જીવત્ત્વ અને ઈશ્વરત્ત્વ, એ બન્ને ઉપાધિરૂપ અંશનો ત્યાગ કરવાથી, બન્નેમાં કેવળ શુદ્ધ ચૈતન્યની જ પ્રતીતિ થાય છે. તેથી તે ઉપાધિનો ત્યાગ કરવા માટે ઉપાય કરવાની જરૂર છે; અને તેનો ઉપાય કેવળ ગો એટલે ઇંદ્રિયો અથવા તો ઇંદ્રિયોથી ગ્રાહ્ય એવા સર્વે વિષયોનો લય કરવો તે છે, માટે ગૌને અન્ન ગણ્યું છે.

હવે પાણીમાં નાખેલા સૈન્ધવની પેઠે વિષયોનો લય પણ પ્રયત્ન વિના થઇ શકે છે, પરંતુ તેનો લય અનાયાસે સિદ્ધ ન થવા દેવામાં કારણ માત્ર એક પ્રાર્થના-યાચના-છે. એ કામના જન્મમરણનું કારણ હોવાથી વિષની પેઠે અનર્થકારક થઇ પડે છે, માટે તે કામનાનો

ત્યાગ કરી, ગુરુના ઉપદેશથી સર્વ પ્રપંચનું પ્રવિલાપન કરીને જીવ તથા બ્રહ્મના અભેદનો સાક્ષાત્કાર કરવો જરૂરનો હોવાથી–પ્રાર્થના–કામને વિષરૂપ ગણ્યું; કેમકે વિષ મનુષ્યના પ્રાણો–સત્વોનો નાશ કરે છે.

જેઓ શ્રદ્ધાથી દાનાદિક કરે છે, તેઓનો સમય કેવળ બ્રાહ્મણ એટલે બ્રહ્મવેત્તા પુરુષ છે. તાત્પર્ય કે જે સમયે સુપાત્ર વેદવેત્તા પુરુષ આવી મળે, તે સમયે ધર્મ, જ્ઞાન વગેરેની ચર્ચા કરવી તથા જ્ઞાનનો ઉપદેશ આપવો અને જ્ઞાનનો ઉપદેશશ્રવણ કરવો, એ એક શ્રાદ્ધ છે. બીજા પક્ષમાં યુધિષ્ઠિરે ગાય મુખ્ય અન્ન ગણાય છે એમ કહ્યું, તેનું કારણ કે, તે દૂધ આપે છે, તેમાંથી માખણ ને ઘી બને છે. એ ઘીથી હોમ થાય છે ને હોમથી પ્રસન્ન થઇને ઇંદ્રાદિક દેવો પર્જન્ય મોકલે છે ને તેથી અન્ન પાકે છે, માટે પણ ગાયને મુખ્ય અન્ન કહ્યું છે. અને શ્રાદ્ધના સંબંધમાં જે કહ્યું તેનું તાત્પર્ય એવું છે કે, શ્રાદ્ધનો કંઇ કાળ નિશ્ચય કરેલો નથી, પરંતુ જ્યારે વિદ્વાન્ બ્રાહ્મણ મળે ત્યારે શ્રાદ્ધ કરવું.]

## દૈવી સંપત્તિઓ.

यक्ष उवाच ।

तपः किंलक्षणं प्रोक्तं ? को दमश्च प्रकीर्तितः ? ।
क्षमा च का परा प्रोक्ता ? का च ह्रीः परिकीर्तिता ?८९

યક્ષે પૂછ્યું; "તપસ્યા, દમ, ક્ષમા અને લજ્જાનાં કયાં કયાં ઉત્તમ લક્ષણો કહેલાં છે ? તે કહો."૮૯

युधिष्ठिर उवाच ।

तपः स्वधर्मवर्तित्वं, मनसो दमनं दमः ।

क्षमा द्वन्द्वसहिष्णुत्वं, ह्रीरकार्यनिवर्तनम् ॥९०॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; પોતાના ધર્મમાં વર્તવું તેનું નામ તપસ્યા; મનને દમવું તેનું નામ દમ; સુખદુઃખને સહેવાં તેનું નામ ક્ષમા, અને અકાર્ય કરતાં અટકવું તેનું નામ લજ્જા."૯૦ (પ્રશ્નો ૮૨)

[ભાવાર્થઃ-કેટલાએક ઉનાળામાં ઉઘાડાં સ્થંડિલાદિકમાં બેસીને પંચાગ્નિ વગેરે તાપીને અથવા તો શીતકાળમાં પાણીમાં બેસીને તપ કરે છે, તેનું નામ તપ નથી, પણ સ્વધર્માનુકૂળ આચરણ કરવું એ તપ છે. તેવાં તપો કરતાં પણ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, ને મનને અસત્ય માર્ગે જતાં અટકાવવું, એ જ ખરો દમ છે. પરનાં અપમાનાદિક સહન કરવાં તે ક્ષમા નહીં, પણ દુઃખાદિકને અને ક્રોધાદિકને સહન કરી લેવાં તેનું નામ ક્ષમા છે. અને અકાર્ય કરતાં અટકી જવું તેનું નામ લજ્જા છે. લોકોની પાસે પોતાના અભિપ્રાયો પ્રકટ કરવાં ડરવું તેનું નામ લજ્જા નથી, પણ તે તો ભીરુપણું છે. પરંતુ જે કાર્ય અકાર્ય છે, ને તે કોઇ જોતું નથી, તથાપિ સચરાચર વ્યાપીનો ભય રાખી, તેવું અકાર્ય કરવું નહીં તે જ લજ્જા છે.]

यक्ष उवाच ।

किं ज्ञानं प्रोच्यते राजन्कः शमश्च प्रकीर्तितः ? ।
दया च का परा प्रोक्ता ? किं चार्जवमुदाहृतम् ? ।।९१।।

યક્ષે પૂછ્યું; "હે રાજા! જ્ઞાન કોને કહેવામાં આવે છે? શમ કોને કહેવામાં આવે છે? ઉત્તમ દયા કોને કહેવી? અને આર્જવ કોને કહેવું?"[९१]

युधिष्ठिर उवाच ।

ज्ञानं तत्त्वार्थसम्बोधः, शमश्चित्तप्रशान्तता ।
दया सर्वसुखैषित्वमार्जवं समचित्तता ।।९२।।

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "તત્ત્વના અર્થનો યથાર્થ બોધ તેનું નામ જ્ઞાન; ચિત્તની શાંતતા તેનું નામ શમ; સર્વને સુખ થવાની ઇચ્છા રાખવી તેનું નામ દયા અને સમચિત્તપણું તેનું નામ આર્જવ."[९२] (પ્રશ્નો ૮૬)

આસુરી સંપત્તિઓ

यक्ष उवाच ।

कः शत्रुर्दुर्जयः पुंसां ? कश्च व्याधिरनन्तकः ? ।
कीदृशश्च स्मृतः साधुरसाधुः कीदृशः स्मृतः ? ।।९३।।

યક્ષે પૂછ્યું; "પુરુષોનો દુર્જય શત્રુ કોણ? કયા વ્યાધિ અનંત એટલે છેડા વિનાના છે? સાધુ કેવો હોય? અને અસાધુ પુરુષ કેવો હોય?"[९३]

युधिष्ठिर उवाच ।

क्रोधः सुदुर्जयः शत्रु, र्लोभो व्याधिरनन्तकः ।
सर्वभूतहितः साधुरसाधुर्निर्दयः स्मृतः ॥९४॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "ક્રોધરૂપી શત્રુ, પુરુષોનો દુર્જય શત્રુ છે; લોભ એ અનંત એટલે છેડા વિનાનો વ્યાધિ છે; સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છે તેને સાધુ જાણવો અને નિર્દયને અસાધુ જાણવો."૯૪ (પ્રશ્નો ૯૦)

यक्ष उवाच ।

को मोहः प्रोच्यते राजन्कश्च मानः प्रकीर्तितः ? ।
किमालस्यं च विज्ञेयं? कश्च शोकः प्रकीर्तितः ? ॥ ९५॥

યક્ષે પૂછ્યું; "હે રાજા ! મોહ કોને કહે છે ? માન કોને કહે છે ? આળસ કોને કહે છે ? અને શોક કોને કહે છે ?"૯૫

युधिष्ठिर उवाच ।

मोहो हि धर्ममूढत्वं, मानस्त्वात्माभिमानिता ।
धर्मनिष्क्रियताऽऽलस्यं, शोकस्त्वज्ञानमुच्यते ॥९६॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "ધર્મમાં મૂઢપણાને મોહ કહે છે; આત્માના અભિમાનીપણાને માન કહે છે; ધર્મક્રિયા ન કરવી તેને આળસ કહે છે અને અજ્ઞાનને શોક કહે છે."૯૬ (પ્રશ્નો ૯૪)

## ઉત્તમ પદાર્થો

यक्ष उवाच ।

किं स्थैर्यमृषिभिः प्रोक्तं? किं च धैर्यमुदाहृतम्? ।
स्नानं च किं परं प्रोक्तं? दानं च किमिहोच्यते? ॥९७॥

યક્ષે પૂછ્યું; "ઋષિઓ સ્થૈર્ય કોને કહે છે? ધૈર્ય કોને કહે છે? શ્રેષ્ઠ સ્નાન તથા શ્રેષ્ઠ દાન કોને કહે છે?"૯૭

युधिष्ठिर उवाच ।

स्वधर्मे स्थिरता स्थैर्यं धैर्यमिन्द्रियनिग्रहः ।
स्नानं मनोमलत्यागो दानं वै भूतरक्षणम् ॥९८॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "સ્વધર્મમાં સ્થિર થવું તેનું નામ સ્થૈર્ય; ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તેનું નામ ધૈર્ય; મનના મેલનો ત્યાગ કરવો તેનું નામ શ્રેષ્ઠ સ્નાન અને પ્રાણીઓનું રક્ષણ કરવું તેનું નામ શ્રેષ્ઠ દાન છે."૯૮
(પ્રશ્નો ૯૮)

## ધર્માધર્મ-વિવેક

यक्ष उवाच ।

कः पण्डितः पुमाञ्ज्ञेयो? नास्तिकः कश्च उच्यते? ।
को मूर्खः? कश्च कामः स्यात्? को मत्सर इति स्मृतः? ॥

યક્ષે પૂછ્યું; "કયો પુરુષ પંડિત કહેવાય છે? કોણ નાસ્તિક કહેવાય છે? કોણ મૂર્ખ કહેવાય છે? કામ વસ્તુ કઈ કહેવાય છે? અને મત્સર વસ્તુ કઈ કહેવાય છે?"૯૯

युधिष्ठिर उवाच ।

धर्मज्ञः पण्डितो ज्ञेयो, नास्तिको मूर्ख उच्यते ।

कामः संसारहेतुश्च, हृत्तापो मत्सरः स्मृतः ॥१००॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "ધર્મ જાણનારાને પંડિત જાણવો; મૂર્ખ નાસ્તિક કહેવાય છે ને જે નાસ્તિક તે મૂર્ખ કહેવાય છે. તેમ સંસાર-જન્મમરણ આપનાર વાસના એ જ કામ કહેવાય છે અને હૃદયનો સંતાપ એ મત્સર કહેવાય છે."[100] (પ્રશ્નો ૧૦૩.)

કર્તવ્ય

यक्ष उवाच ।

कोऽहंकार इति प्रोक्तः ? कश्च दम्भः प्रकीर्तितः ? ।

किं तद्दैवं परं प्रोक्तं ? किं तत्पैशुन्यमुच्यते ? ॥१०१॥

યક્ષે પૂછ્યું; "અહંકાર કોને કહેવો ? દંભ કોને કહેવો ? શ્રેષ્ઠ દૈવ કોને કહેવું ? અને ચાડિયાપણું કોને કહેવું ?"[101]

युधिष्ठिर उवाच ।

महाऽज्ञानमहंकारो, दम्भो धर्मो ध्वजोच्छ्रयः ।

दैवं दानफलं प्रोक्तं, पैशुन्यं परदूषणम् ॥ १०२॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "ઘાડા અજ્ઞાનને અહંકાર જાણવો; લોકમાં પ્રખ્યાતિને માટે મિથ્યા ધર્માચાર પાળવો તેને દંભ જાણવો; દાનનાં ફળને દૈવ જાણવું; અને બીજાપર દોષારોપ કરવો તેનું નામ ચાડિયાપણું જાણવું."[102] (પ્રશ્નો ૧૦૭)

[ભાવાર્થઃ-દર્પ, દંભ, અને ખળપણું દૂર કરીને દૈવાધીનથી જે કંઈ મળે તેટલાપર સંતોષ માની લઈને નિષ્કામ ધર્મનું આચરણ કરવાની જરૂર કહી છે.]

### ધર્મ અર્થ અને કામનો મેળ

यक्ष उवाच ।

धर्मश्चार्थश्च कामश्च परस्परविरोधिनः ।

एषां नित्यविरुद्धानां कथमेकत्र संगमः? ॥१०३॥

યક્ષે પૂછ્યું; "ધર્મ, અર્થ અને કામ એ પરસ્પર વિરોધી છે, તેથી નિત્ય વિરુદ્ધ રહેનારા ધર્માદિકોનો એકત્ર સમાગમ કેવી રીતે થાય?"૧૦૩

युधिष्ठिर उवाच ।

यदा धर्मश्च भार्या च परस्परवशानुगौ ।

तदा धर्मार्थकामानां त्रयाणामपि संगमः ॥१०४॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "જો ધર્મ અને સ્ત્રી પરસ્પર વશ હોય તો ધર્મ, અર્થ અને કામ એ ત્રણે વસ્તુઓનો એકત્ર સમાગમ થાય છે."૧૦૪ (પ્રશ્નો ૧૦૮.)

[ભાવાર્થઃ-સંન્યાસીના ધર્મની પેઠે અગ્નિહોત્રાદિક ધર્મ સ્ત્રીઓનો વિરોધી થઈ પડતો નથી. સંન્યાસી સાથે સ્ત્રી હોય તો તેનો સંન્યાસ ટકે નહીં; પણ જે ધર્મવેત્તા છે, જે અગ્નિહોત્રાદિક કર્મ કરનારા છે, તેની સાથે સ્ત્રી હોય તો તેથી હાનિ નથી; કેમકે અગ્નિહોત્ર અને સ્ત્રી, દાના-

દિકની બાબતમાં અડચણ કરતા થતાં નથી, પરંતુ તે સાથે હોવા છતાં સરખો ધર્મ થયા કરે છે, અને તે ધર્મ, સર્વ જાતના અર્થોને ઉત્પન્ન કરે છે. એ ાંબ્રી કામના પૂર્ણ કરે છે, અને તે સમયે ધર્મનો અર્થનો મને કામનો એકત્ર સમાગમ થાય છે; પણ ધર્મ વિરોધી અર્થ અને કામ હોય તો પણ ધર્માચરણ કષ્ટ સાધ્ય થાય છે એવો નિશ્ચય કરવો યોગ્ય નથી; પરંતુ ગૃહસ્થોને પણ ધર્મદ્વારા મોક્ષનો અધિકાર છે એ તાત્પર્ય છે.

ટીકાકાર નીલકંઠે આપેલો ભાવાર્થ પણ સ્પષ્ટ લાગતો નથી; તેથી વિશેષ સ્પષ્ટિકરણ અત્રે આપીએ છીએ. સામાન્ય રીતે જગતના વ્યાવહારમાં કેવળ ધર્મ કરવાથી અર્થનો (દ્રવ્યનો) ક્ષય થાય છે, અને કામરૂપ પુરૂષાર્થ સધાતો નથી. કામ એટલે મનુષ્યની વિવિધ કામનાઓ, ઈચ્છાઓ; અને તેઓને નિયમમાં રાખ્યા વિના ધર્મ સધાતો નથી; એટલા માટે ધર્મ સાથે અર્થ અને કામ એ બન્નેનો વિરોધ છે.

તેજ પ્રમાણે અર્થ (દ્રવ્ય)ના ઉપાર્જનમાં ધર્મ પળાતો નથી, કેમકે ધર્મ સાચવવા જતાં દ્રવ્ય મેળવવામાં વિઘ્ન આવે છે, તથા ધર્મ સાધવા જતાં અર્થનો વ્યય પણ કરવો પડે છે, અને વળી કામ પણ સધાતો નથી, કારણ કે કામ પણ અર્થ વ્યય કરવાથી જ સિદ્ધ થાય છે; માટે અર્થ સાથે ધર્મ અને કામ એ બન્નેનો વિરોધ છે.

તેજ પ્રમાણે કામ સાધતાં ધર્મની હાનિ થાય છે અને અર્થનો વ્યય થાય છે; માટે કામ સાથે પણ ધર્મ અને અર્થનો વિરોધ છે. એવી રીતે એ ત્રણે પરસ્પર નિત્ય વિરોધી એટલે કે જે વિરોધનું નિવારણ થઈ શકે નહિ એવા વિરોધવાળા છે. એમ છતાં

એ ત્રણે એક જ સ્થાનમાં શી રીતે મળી શકે-શી રીતે સિદ્ધ થઈ શકે? એવો યક્ષના પ્રશ્નનો મર્મ છે.

રાજા યુધિષ્ઠિર તેનો ઉત્તર એ પ્રમાણે આપે છે કે એ ત્રણે પુરૂષાર્થો સંન્યાસ ધર્મવાળાને નકામા છે. પણ ગૃહસ્થાશ્રમીમાં એ પુરૂષાર્થો સાથે રહી શકે છે. તે કેવી રીતે? તેનો ખુલાસો રાજા કરે છે કે શાસ્ત્ર પ્રમાણે પરણેલી સ્ત્રી સહિત અગ્નિહોત્ર કરનાર ગૃહસ્થ પુરૂષને એ ત્રણે એક સ્થાને પ્રાપ્ત થાય છે. સ્ત્રી સહિત અગ્નિહોત્ર કરવાથી ધર્મ થાય છે, અને સ્વકીયા સ્ત્રી હોવાથી ધર્મથી અવિરૂદ્ધ કામ પણ સધાય છે, તેમજ અગ્નિહોત્ર રૂપી ધર્મવડે અર્થની પણ પ્રાપ્તિ થાય છે. તેથી ટીકાકાર કહે છે કે ગૃહસ્થોને ધર્મદ્વારા મોક્ષનો અધિકાર છે.]

## અક્ષય નરક કોને મળે?

यक्ष उवाच ।

अक्षयो नरकः केन प्राप्यते भरतर्षभ? ।

एतन्मे पृच्छतः प्रश्नं तच्छीघ्रं वक्तुमर्हसि ॥१०५॥

યક્ષે પૂછ્યું; "હે ભરતવંશશ્રેષ્ઠ રાજા! કોને અક્ષય નરક મળે છે? આ હું તને પૂછું છું, માટે તારે મને તેનો ઝટ ઉત્તર આપવો જોઇએ."૧૦૫

युधिष्ठिर उवाच ।

ब्राह्मणं स्वयमाहूय याचमानमकिंचनम् ।

पश्चान्नास्तीति यो ब्रूयात्सोऽक्षयं नरकं व्रजेत् ॥१०६

वेदेषु धर्मशास्त्रेषु मिथ्या यो वै द्विजातिषु ।

देवेषु पितृधर्मेषु सोऽक्षयं नरकं व्रजेत् ॥१०७॥

।माने धने लोभाद्दानभोगविवर्जितः ।
।नास्तीति यो ब्रूयात्सोऽक्षयं नरकं व्रजेत् ॥१०८॥

ઘુધિષ્ઠિરે ઉત્તર આપ્યો; "યાચના કરતા અને જેની
ે કંઈ પણ વસ્તુ નથી એવા બ્રાહ્મણને જાતે બોલા-
। પાછળથી જે કહે કે, 'હવે તને નથી આપતો' એવું
નારો પુરુષ અક્ષય નરકમાં પડે છે.[१०६]* વળી જે
ષ વેદ, ધર્મશાસ્ત્ર, બ્રાહ્મણ, દેવ અને પિતૃના ધર્મો
ર મિથ્યા બુદ્ધિ કરે છે તે પુરુષ અક્ષય નરકમાં પડે
[१०७] વળી ધન પાસે હોવા છતાં જે પુરુષ લોભથી
તથા ઉપભોગ કરતો નથી અને કોઇને નિમંત્રણ
ને પાછળથી 'નથી આપતો' એવું ઉત્તર આપે છે તે
ષ અક્ષય નરકમાં પડે છે."[१०८] (પ્રશ્નો ૧૦૯)

ભાવાર્થ:—કોઇ પણ મનુષ્યને આશા આપીને તેને
ાશ કરવો, વેદાદિક પવિત્ર વસ્તુ ઉપર અનાસ્થા
ખવી, તથા લોભાદિકને લીધે આત્માને દુઃખ દેવું, આ
આસુરી સંપત્તિ કહેવાય છે, ને તેવી સંપત્તિના સેવ-
ાની ગતિ દુર્ગતિ જ છે.]

સદાચાર

उवाच ।
न्कुलेन वृत्तेन स्वाध्यायेन श्रुतेन वा ।
ह्मण्यं केन भवति प्रब्रूह्येतत्सुनिश्चितम् ?॥१०९॥

---

* પુનરુક્તિ દોષ થતો હોવાથી ૧૦૬ ઠ્ઠો શ્લોક ક્ષેપક લાગે છે.

યક્ષે પૂછયું; "હે રાજા! કુલ, સદાચાર, સ્વાધ્યાય અને શાસ્ત્રશ્રવણ, આમાંથી કયા વિષયવડે બ્રાહ્મણપણું આવે છે, તેનો સારી રીતે નિશ્ચય કરીને મને કહો."૧૦૯

युधिष्ठिर उवाच ।

शृणु यक्ष कुलं तात न स्वाध्यायो न च श्रुतम् ।
कारणं हि द्विजत्वे च वृत्तमेव न संशयः ॥११०॥
वृत्तं यत्नेन संरक्ष्यं ब्राह्मणेन विशेषतः ।
अक्षीणवृत्तो न क्षीणो वृत्ततस्तु हतो हतः ॥१११॥
पठकाः पाठकाश्चैव ये चान्ये शास्त्रचिन्तकाः ।
सर्वे व्यसनिनो मूर्खा यः क्रियावान्स पण्डितः ११२
चतुर्वेदोऽपि दुर्वृत्तः स शूद्रादतिरिच्यते ।
योऽग्निहोत्रपरो दान्तः स ब्राह्मण इति स्मृतः ॥११३

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "હે તાત યક્ષ! સાંભળ. કુળ, સ્વાધ્યાય અથવા તો શાસ્ત્રશ્રવણ—એમાંનું કોઈ પણ બ્રાહ્મણપણામાં કારણ નથી, પણ સદાચાર (ઉત્તમ નીતિ, ધર્મનું સત્ય જ્ઞાન, ઇન્દ્રિયોનો નિગ્રહ, ને સત્ય ભાષણ) જ બ્રાહ્મણપણામાં પ્રમુખ કારણ છે એમાં સંદેહ નથી.૧૧૦ માટે બ્રાહ્મણે વિશેષ પ્રયત્નથી આચારનું (વર્ત્તનનું) રક્ષણ કરવાની જરૂર છે. જેનો આચાર ક્ષીણ થયો નથી તે ક્ષીણ થતો નથી અને જેનો આચાર ક્ષીણ થયો છે તે

પોતે ક્ષીણ થયો છે એમ જાણવું.[૧૧૧] શિષ્ય, ગુરુ (આચાર્યો, સંતો) તથા બીજાં શાસ્ત્રનો વિચાર કરનારાઓ, વ્યસની (સંસાર ભોગની તૃષ્ણાવાળા) હોય તો તે સર્વેને મૂર્ખો જાણવા; અને સુક્રિયાવાળો (સંસાર ભોગથી વિરક્ત ને ઈશ્વરને પ્રેમથી આરાધનારો) હોય તેને પંડિત જાણવો.[૧૧૨]* ચાર વેદ ભણેલો (બ્રાહ્મણ પણ) હોય તો પણ જે પુરુષ દુરાચારી (સંસારને સત્ય માનનારો ને સત્ત્વગુણથી રહિત) હોય તે શૂદ્ર કરતાં પણ નીચ છે; પરંતુ જે અગ્નિહોત્રની ક્રિયામાં પરાયણ (ષડ્રીપુને હોમનારો) અને જિતેન્દ્રિય (જગતના ક્ષણભંગુર સુખને જિતનાર એટલે તેને પોતાને વશ રાખનાર, પણ તેને વશ નહીં થનાર) હોય તેને બ્રાહ્મણ જાણવો."[૧૧૩] (પ્રશ્નો ૧૧૦)

[ભાવાર્થઃ–બ્રાહ્મણના કુળમાં જન્મ ધર્યાથી બ્રાહ્મણ કહેવાય નહિ, કે માત્ર જનોઈ પહેરનારો પણ બ્રાહ્મણ કહેવાય નહીં, તેમ જ બહુ શાસ્ત્રનો અભ્યાસ કરવાથી પણ બ્રાહ્મણ કહેવાય નહિ; પરન્તુ ત્યાગી એટલે સંસારની માયાનો ત્યાગ કરનાર, પવિત્ર આચારવાળો ને સત્યતત્ત્વને જાણનારો જ બ્રાહ્મણ છે.]

---

* અહિંયા પણ ૧૧૨ મો શ્લોક અસંબંધ પડેલો હોવાથી ક્ષેપક લાગે છે. પંડિતના લક્ષણ ૯૯ અને ૧૦૦ મા શ્લોકોમાં આવી ગયા છે, તો પછી પાછો તેનો ખુલાસો અત્ર શા માટે?

यक्ष उवाच ।

प्रियवचनवादी किं लभते?
विमृशितकार्यकरः किं लभते?।
बहुमित्रकरः किं लभते?
धर्मे रतः किं लभते कथय?॥ ॥११४॥

યક્ષે પૂછ્યું; "પ્રિય વચન બોલનારાને શું મળે છે? વિચારપૂર્વક કાર્ય કરનારાને શું મળે છે? ઘણા મિત્રો કરનારાને શું મળે છે? અને ધર્મ ઉપર પ્રીતિવાળાને શું મળે છે? તેનો ઉત્તર આપ."[૧૧૪]

युधिष्ठिर उवाच ।

प्रियवचनवादी प्रियो भवति,
विमृशितकार्यकरोऽधिकं जयति।
बहुमित्रकरः सुखं वसते,
यश्च धर्मरतः स गतिं लभते॥११५॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "પ્રિય વચન બોલનારો લોકોમાં પ્રિય થઈ પડે છે; વિચારપૂર્વક કાર્ય કરનારો પુરુષ વિશેષ વિજય મેળવે છે; ઘણા મિત્રો કરનારો સુખમાં જીવન ગાળે છે; અને જે ધર્મ ઉપર પ્રીતિ રાખે છે તે શુભ ગતિ મેળવે છે."[૧૧૫] (પ્રશ્નો ૧૧૪)

## ધર્મનો અંતિમ બોધ

यक्ष उवाच ।

को मोदते ? किमाश्चर्यं ? कः पन्थाः ? का च वार्तिका ? ।

वद मे चतुरः प्रश्नान्मृता जीवन्तु बांधवाः ॥११६॥

યક્ષે પૂછ્યું; "કયો મનુષ્ય સુખી છે? આશ્ચર્યકારક વસ્તુ કઈ છે? માર્ગ કયો? અને વાર્તા એટલે શું? મારાં આ ચાર પ્રશ્નોના ઉત્તર આપ અને તારા ભાઈઓ જીવતા થાવ."[૧૧૬]

युधिष्ठिर उवाच ।

पञ्चमेऽहनि षष्ठे वा शाकं पचति स्वे गृहे ।

अनृणी चाप्रवासी च स वारिचर मोदते ? ॥११७॥

अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम् ।

शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥११८॥

तर्कोऽप्रतिष्ठः, श्रुतयो विभिन्ना
नैको मुनिर्यस्य मतं प्रमाणम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां,
महाजनो येन गतः स पन्थाः ॥११९॥

पृथ्वी विभाण्डं, गगनं पिधानं,
सूर्याग्निना रात्रिदिवेन्धनेन ।
मासर्तुदर्वीपरिघट्टनेन
भूतानि कालः पचतीति वार्ता ॥ १२०॥

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "હે જલચર પ્રાણી! જે પુરુષ ઋણરહિત-કરજ વિનાનો છે, અને પ્રવાસ કરનારો નથી, તે પાંચમે અથવા તો છઠ્ઠે દિવસે પણ પોતાના ઘરમાં ભાજીપાલો રાંધે છે અર્થાત્ શાક ઉપરજ આજીવિકા ચલાવે છે તેજ સુખી છે.[૧૧૭] પ્રાણીઓ રોજ રોજ યમલોક (સ્મશાન)માં જાય છે (ને તે નિત્ય જોય છે), છતાં બાકી બચેલા પુરુષો સ્થિરપણાને ઇચ્છે છે, તેના કરતાં બીજું આશ્ચર્યજનક શું ?[૧૧૮] તર્કથી નિર્ણય થઇ શકતો નથી, શ્રુતિઓ ભિન્ન ભિન્ન છે, એક ઋષિ નથી કે જેનો મત પ્રમાણ ગણાય, ધર્મનું તત્ત્વ ગુફામાં રહેલું છે, માટે મહાત્માઓ જે માર્ગે જાય તેને માર્ગ જાણવો.[૧૧૯] આ મહામોહમય બ્રહ્માંડરૂપી કડાયું છે, તેમાં કાળ સર્વ પ્રાણીઓને નાંખીને સૂર્યરૂપી અગ્નિ તેની નિચે સળગાવી, રાત્રિ દિવસરૂપી ઇંધણાં તેમાં ઉમેર્યા કરે છે, ને મહિના અને ઋતુરૂપી કડછીથી તે પ્રાણીઓને ઉપર નીચે કરીને રાંધે છે, આને જ વાર્તા કહેવામાં આવે છે."[૧૨૦] (પ્રશ્નો ૧૧૮)

[ભાવાર્થઃ-કેવળ પૈસાનું માથે દેવું નહિ હોય તેવો અનૃણી નથી ગણાતો, પણ દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ-એમ ત્રણ ઋણ જેણે ચૂકવ્યાં હોય તે જ અનૃણી ગણાય. આવાં ત્રણ ઋણ રહિત જે મનુષ્ય હોય અર્થાત્ જેમ ગીતામાં કહ્યું છે તેમ, કર્મ માત્રનો ત્યાગ કીધો છે તેવો અનૃણી હોઈ, અને પ્રવાસ એટલે જળ

સ્થળપર ભટકવાનાં ફાંફાં મારતો ન હોય, અને ઓ ધનની ઇચ્છા રહિત બની, આખો દિવસ ઉદ્યોગ કરતા છતાં પરમાત્માના ધ્યાનમાં રહી, સાયંકાળે અથવ. પાંચમે કે છઠ્ઠે દિવસે જે દૈવેચ્છાથી આવી મળ્યું હોય તે પરમાત્માને અર્પણ કરી, સંતોષથી આહાર કરતો હોય તેજ ખરો સુખી છે.

વ્યવહાર પક્ષે જેના માથાપર દમડીનું દેણુ નથી, પૈસાની પ્રાપ્તિ માટે તૃષ્ણા નથી ને તે પ્રાપ્ત કરવા માટે દેશે વિદેશ રખડતો નથી, પણ ઘરમાં રહીને જે સુકો-પાકો રોટલો પણ મળે, તેનાપર આધાર રાખનાર જ સુખી છે. કેમકે એવો સંતોષીજ ઈશ્વરમાં ચિત્ત ચોંટાડે છે, માટે સંતોષીને પરમ સુખી કહ્યો છે.

જગતમાં ઘણાં આશ્ચર્ય છે, પરન્તુ ઘણા માણસો પોતાની સમક્ષમાં સેંકડો ને હજારો મનુષ્યને યમસદનમાં સીધાવતાં જોય છે, ને જાણે છે કે કોઇ આજ, કોઈ કાલ પણ મરવાનું જ છે અને મારી પણ વારી કોઈ દિવસે અચાનક આવવાની છે, છતાં કેમ જાણે જે મરી ગયા તે ગયા અને આપણે સદાકાળ જીવતાં જ રહેવાના છીએ, અને 'આ મારું, આ તારું' કર્યા કરે છે, તથા નવું નવું પ્રાપ્ત કરવાની તૃષ્ણા, જાણે પોતાને કોઇ દહાડે મરવું જ નથી એમ માની વધાર્યા કરે છે, એ માણસોની તૃષ્ણા જ આશ્ચર્યકારક છે.

ધર્મનાં તત્ત્વનો નિર્ણય કરવાની જો ઇચ્છા હોય તો તર્ક, શ્રુતિ અને ઋષિવાક્યો, એ સર્વને ઉપાય તરીકે સ્વીકારવામાં આવે છે; પણ તર્કની સ્થિરતા અને પ્રતિષ્ઠા નથી, શ્રુતિઓ પરસ્પર વિરુદ્ધ અર્થને કહેનારી છે; અને ઋષિગણોના મતો પણ ભિન્ન ભિન્ન છે, તેથી ઉક્ત ઇચ્છા પાર પડવી દુઃસાધ્ય છે; માટે ધર્મતત્ત્વના નિરુપણાર્થ, ધર્મશાસ્ત્રાદિક અનંત શાસ્ત્રો ભણવાનો પરિશ્રમ ન કરતાં, મોટા, સદાચારશીળ, ડાહ્યા માણસોએ માન્ય કરેલા માર્ગને જ અનુસરવું યોગ્ય છે, એટલે તે સૌએ બોધ્યું છે કે પરમાત્માને જોવો તે જ માર્ગ ઉત્તમ છે.

યક્ષે પૂછ્યું કે વાર્તા તે શું? અહીંઆં વાર્તા એટલે કંઇ નવલ વાત પૂછવાનો હેતુ છે; તે પરથી યુધિષ્ઠિરે કહ્યું કે, બીજી નવલ વાર્તા શી હોય, પણ આ જગતમાં આવેલો જીવ જાણે છે કે રાત અને દહાડો, બાર મહિના ને છ ઋતુઓ સાથે આયુષ્યના વરસોનાં વરસો વહી જાય છે, ને સમય પૂર્ણ થયે પ્રાણી કાળના મુખમાં પડી કચડાઇ જાય છે, ને તેવા ઘણાને કચડાતો જોય છે, છતાં પણ સ્ત્રી, પુત્ર, ધનધાન્ય પરની તેની પ્રીતિ દૂર થઈને, એવો તીવ્ર વૈરાગ્ય વગેરે તેને આવતો નથી કે જેથી તે સઘળા મિથ્યા વ્યવહારનો ત્યાગ કરી ઈશ્વર પરાયણ થાય, એ જ નવલ વાર્તા છે. માટે જીવે સ્ત્રી વગેરે ભોગ્ય વસ્તુઓ ચિરકાળ રહેનારી નથી એમ જાણી તેનો ત્યાગ કરી વૈરાગ્ય ધારણ કરવો એ વધારે યોગ્ય છે.

## વિશેષ-સમજુતિ

આખા પ્રશ્નોત્તરમાં આ ચાર પ્રશ્નો ઘણા અગત્યના છે; કારણ કે તેના જવાબ ઉપર ચાર પાંડવોના સજીવન થવાનો આધાર રહ્યો છે. શ્લોક ૧૧૬માં યક્ષે પૂછેલા પ્રશ્નોનું રાજા યુધિષ્ઠિરે આપેલું ઉત્તર ઘણું જ માર્મિક અને અનેક રહસ્યોથી ભરેલું લાગે છે. એમાં રાજા યુધિષ્ઠિરની ધર્મદ્રષ્ટિએ જગતમાં વ્યવહાર કેવો ચાલી રહેલો છે તે પણ જણાઈ આવે છે. ધર્મરાજ યુધિષ્ઠિરે આપેલા ઉત્તરના ચારે શ્લોકો દરેક વાંચનારે હૃદયમાં કોતરી રાખવા જેવા છે. વિશેષ સમજણ માટે તેનું થોડુંક વિવેચન અત્રે આપીશું. યક્ષે પૂછ્યું છે કે આ જગતમાં ( को मोदते ? સુખી કોણ ? (કોણ આનંદ પામી સુખી છે ? ). આપણા જેવા સામાન્ય માણસને તેનો જવાબ આપવાનું આવ્યું હોય તો તુરત કહી દઇએ કે ગમે તેમ કાળાંધોળાં કરીને, અરે, દેવું કરીને પણ પૈસા મેળવવા, ને દેવું ફીટાડવાની ચિંતા રાખવી નહિ, તથા આખી દુનિયાની મુસાફરી કરી દેશ પ્રદેશો જોવા, અને ખાઇ પીને અમનચમન કરવું વગેરે એમાં જ ખરૂં સુખ છે, અને તે જે કરી શકે-ભોગવી શકે તે જ નર સુખી છે. પણ ધર્માત્મા યુધિષ્ઠિર રાજા તેવો જવાબ નથી આપતા, પણ કહે છે કે જેને માથે એક રાતી પાઇનું પણ દેવું નથી, જે કમાવા માટે કશે રખડતો નથી કે પ્રવાસે જતો નથી, પણ જે સુક્કો પાકો રોટલો, પાંચ છ દિવસે મળે અથવા તો રોજ દિવસના પાંચમા કે છઠ્ઠા ભાગમાં એટલે કે સાંજના બાદ

મળે, અને તે ખાઈને સંતોષ રાખે તે જ માણુસ આ જગતમાં ખરો સુખી છે; કારણ કે તેની તૃષ્ણા વધતી નથી. આ સ્પષ્ટીકરણ વ્યવહાર પક્ષે છે. હવે અધ્યાત્મ પક્ષ જોઈએ તો જે માણુસને માથે દેવતાઓનું, પિતૃઓનું કે કોઈ પણ ઋષિનું ઋણ નથી, અથવા તેઓનું ઋણ જેણે ફીટાડ્યું છે એવો, અને જેણે જન્મ મરણના ફેરા ખાવારૂપ પ્રવાસ કરવાનો રાખ્યો નથી એટલે કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી લીધું છે અને જીવનમુક્ત થઈ ગયો છે, અથવા તો સારાં કર્મો કરી સ્વર્ગે જવું, નરસાં કર્મ કરી નરકે જવું, અને પાપપુણ્ય ક્ષીણ થતાં પાછા પૃથ્વી ઉપર જન્મ લેવો—આ જવાઆવવારૂપ જે દુઃખરૂપ પ્રવાસ છે તે જેને કરવાનો રહ્યો નથી તેવો સર્વ ચિંતાથી મુક્ત માણુસ, કોઈ પણ પાસે અન્નાદિની યાચના કર્યા વગર જે પોતાના ઉદ્યોગથી અને દૈવેચ્છાથી મળે તેના ઉપર સંતોષ રાખી ઘરમાં રહી જીવન ગાળે છે તે જ માણુસ ખરો સુખી છે. આ પ્રમાણે યુધિષ્ઠિરના કહેવાનો ભાવાર્થ સમજાય છે.

યક્ષરાજનો બીજો પ્રશ્ન એવો છે કે આ જગતમાં મોટું આશ્ચર્ય શું છે? યુધિષ્ઠિરે તેનો પણ બહુ જ માર્મિકતાથી જવાબ આપ્યો છે. તેમના કહેવાનો ભાવાર્થ એવો છે કે માણુસો રોજ રોજ પોતાની ખાંધ ઉપર લઈને મરેલા સગા સંબંધીઓને સ્મશાનમાં લઈ જાય છે, અને બીજાઓને તેવી રીતે લઈ જતા જોય છે તથા પોતાને હાથે તેઓનાં શબો બાળી ભસ્મ કરે છે, અને તેઓનાં નામ રૂપનો નાશ પોતાની આંખોએ જૂએ છે, છતાં સ્મશાન-

માંથી નીકળી, "જેઓ મરી ગયા તે ગયા, પણ હવે જે આપણે અને બીજા રહ્યા છીએ તે તો સદાકાળ સ્થિર (અમર) થઇને રહીશું" એવી જે ઇચ્છા રાખે છે તેનાથી વિશેષ બીજું આશ્ચર્ય શું હોઈ શકે? કારણ કે આવી ધારણા રાખીને માણસો જીંદગીમાં અનેક કાવાદાવા કર્યાં જાય છે, અને પછી નાસ્તિકતા ધારણ કરે છે, અને કાળના મુખમાં પડવાની જરા પણ બીક રાખતા નથી, પણ કમાવાની ધમાલમાં અનેક પ્રકારની તૃષ્ણાઓ વધાર્યાં જ જાય છે:– એ વગેરે તેઓની મૂર્ખતા છે, અને એ જ મોટું આશ્ચર્ય છે.

આની સાથે એ પણ પ્રશ્ન ઉભો થાય છે કે ત્યારે માણસે કયે માર્ગે જવું શ્રેયસ્કર છે? યક્ષનો ત્રીજો પ્રશ્ન પણ "પથ કયો?" એવો છે. યુધિષ્ઠિરનો જવાબ પણ પહેલા એ જવાબો જેવો જ માર્મિક છે. તે કહે છે કે વાદવિવાદથી કે તર્કથી કંઇ પણ વસ્તુની સિદ્ધિ થતી નથી. તર્ક-અનુમાનાદિ અસ્થિર છે. કારણ કે એક તર્ક સ્થાપિત થયા પછી પ્રતિવાદીઓ બીજા બળવત્તર તર્કથી તેનું ખંડન કરી શકે છે, અને તેનું વળી ત્રીજા તર્કથી ખંડન થાય છે. એમ એકકે તર્ક ખરો ઠરી સ્થિર રહી શકતો નથી. એ પ્રમાણે તર્ક અપ્રમાણ ઠરે છે. તો પછી કોઇ વળી એવું જણાવશે કે તર્કથી ભલે નિશ્ચય નહિ થાય પણ આપણે તો આસ્તિકો એટલે વેદના વચનો પ્રમાણ માની તેને માર્ગ તરીકે સ્વીકારીને ચાલીશું, એટલે આપણને કશી અડચણ નહિ નડે. આ માનવું પણ ભૂલ

ભરેલું છે, એમ મહારાજા યુધિષ્ઠિર કહે છે. કારણ કે શ્રુતિઓ (વેદમંત્રો) જૂદી જૂદી હોવાથી તેનું યથાર્થ જ્ઞાન થતું નથી, તેથી કઇ શ્રુતિ પ્રમાણ માનવી, એ પણ નિશ્ચય થઇ શકતો નથી, પણ ઉલટું ભ્રાંતિમાં ભ્રાંતિ વધ્યા કરે છે અને બધીજ વિરોધિ શ્રુતિઓનું એક સરખું સબળ પ્રામાણ્ય જોઇને જિજ્ઞાસુ ગુંચવાડામાં પડી જાય છે, તેથી પણ ખરો માર્ગ જડતો નથી. તો પછી કોઇ કહેશે કે સ્મૃતિ વચનરૂપ કોઇ એક મુનિના મતનો અંગિકાર કરી ચાલીએ તો કેમ? તો તેને માટે પણ યુધિષ્ઠિરનો જવાબ છે કે એવો એકે ઋષિ નથી કે જેનો મત સર્વત્ર નિઃસંદિગ્ધ રીતે પ્રમાણ માની શકાય. ઋષિ ઋષિનાં વચનોમાં મોટો ભેદ છે. છેવટે નિર્ણય આપતાં યુધિષ્ઠિર રાજા કહે છે કે ધર્મનું તત્ત્વ ગુપ્ત રહેલું છે. એટલા માટે દેશકાળનો વિચાર કરી જેઓ ડાહ્યા, મોટેરા, સદાચારી અને અનુભવી હોય, તેઓ જે માર્ગે ચાલતા હોય તેજ માર્ગે આપણે ચાલ્યા જવું, એજ એકલો ગુંચવાડા વગરનો શ્રેયસ્કર માર્ગ છે; એમાં તર્ક વિતર્ક કરવા નહિ.

યક્ષનો ચોથો પ્રશ્ન એવો છે કે આ દુનિયામાં વાર્તા કયી છે. યુધિષ્ઠિર રાજા તેના જવાબમાં પોતાની કે કોઇની સુખદુઃખની કથાને વાર્તા કહેતા નથી, પણ ભગવાને અર્જુનને જેમ કાળાત્મા પરમાત્માનું સ્વરૂપ દેખાડયું હતું (જૂઓ ગીતા અ. ૧૧ મો.) તેમ યુધિષ્ઠિર રાજા પણ એ મહાન્ કાળાત્મા પરમેશ્વરના કાર્યની અને મનુષ્યના અજ્ઞાનની વાર્તા કહે છે. તેઓ કહે છે કે અરેરે! આ કાળ સકલ પ્રાણી-

એને આ મહામોહમય બ્રહ્માંડરૂપી તાતીમાતી કડાઇમાં સૂર્ય રૂપી અગ્નિથી કેવો રાંધી રહ્યો છે! તે તો જૂઓ. અને એટલું જ નહિ, પણ પ્રાણીઓ રંધાય છે તો ખરા પણ તેમનાથી તેનો તાપ સહન કેમ થાય છે? અરે, સહન થવાની વાત તો બાજુએ રહી, પણ તેમાં આનંદ માણી "આ મારૂં, આ તારૂં" અને 'હું હું' કરી માંહોમાંહ્ય લડી મરે છે, અને કાળની દાઢમાં પડી કચડાઈ ભક્ષ થઇ જાય છે છતાં પણ કોઇ ચેતતા નથી, એ કેવી આશ્ચર્યકારક વાર્તા છે! અને તેથી પણ વિશેષ આશ્ચર્યકારક એ છે કે જે કાળ, માસ અને ઋતુઓનો ચાટવો (કડછી) બનાવી બ્રહ્માંડરૂપી કડાયામાં તેઓની ઉથલ પાથલ કર્યા કરે છે, અગ્નિ જેમ બાળી નાંખીને સર્વ વસ્તુઓને નિ:શેષ કરે છે, તેમ સૂર્ય તેમના આયુષ્યનો ક્ષય કરે છે, તોય તે મૂઢોથી પોતાના આત્માના કલ્યાણાર્થે કોઇ યત્ન થાય છે? ઉલટા કેટલાકો માસ, ઋતુ, અયનોના ફેરફારથી થતા, પૃથ્વી આદિ પંચમહાભૂતોના જૂના જૂના સ્વભાવો જોઈ આનંદમાં આવી જઇ ગુણગાન ગાય છે અથવા તો ક્ષણે ક્ષણે પાકી જતા સ્ત્રીપુરૂષના દેહના પરસ્પર સંબંધને પ્રેમ નામથી વર્ણવી આનંદ માને છે, પણ પોતે અને બીજાઓ રંધાઈ ચાલ્યા અને કાળના ભક્ષ થઈ ચાલ્યા તે તો જોતા જ નથી! કોઇને પોતાનું શ્રેય અને સાથે બીજાનું શ્રેય કરવાનું સુઝતું જ નથી! હે યક્ષરાજ! આજ સૌથી મોટી વાર્તા છે. બીજી તે શી હોય? યુધિષ્ઠિરના આવા માર્મિક ઉત્તરોથી યક્ષરાજ પ્રસન્ન થાય છે.

આ ચાર પ્રશ્નોત્તરમાં જગતની ઉત્પત્તિ સ્થિતિ, અને લય તથા તે સાથે જીવે કરવાનાં સાધનો અને મોક્ષ-પ્રાપ્તિનો માર્ગ દર્શાવાયો છે, અને તેજ યક્ષના છેલ્લા પ્રશ્નો છે અને ધર્મરાજ યુધિષ્ઠિરનું બધા જવાબનું રહસ્ય એ જ છે કે માણસે ધર્મને માર્ગે ચાલવું. એમ કરવાથી અર્થ, કામ, મોક્ષ એ ત્રણે, ગૃહસ્થ તેમજ સંન્યાસી બન્નેને સહજ પ્રાપ્ત થશે. આ સાર હવે પછીના વૃત્તાંતથી વાંચનારને સમજાશે.]

## મુક્તિ અને બ્રહ્મજ્ઞાની

यक्ष उवाच ।

व्याख्याता मे त्वया प्रश्ना यथातत्त्वं परंतप ।

पुरुषं त्विदानीं व्याख्याहि ? यश्च सर्वधनी नरः ? १२१

યક્ષ બોલ્યો; "હે પરંતપ ! તેં મારા પ્રશ્નોના ઉત્તરો યથાર્થ રીતે કહી સંભળાવ્યા. હવે પુરુષ કોણ છે ? તેની વ્યાખ્યા કર ? અને કયો મનુષ્ય સર્વ ધનનો અધિકારી છે ? તેનું લક્ષણ કહે."૧૨૧

युधिष्ठिर उवाच ।

दिवं स्पृशति भूमिं च शब्दः पुण्येन कर्मणा ।

यावत्स शब्दो भवति तावत्पुरुष उच्यते ॥१२२॥

तुल्ये प्रियाप्रिये यस्य सुखदुःखे तथैव च ।

अतीतानागते चोभे स वै पुरुष उच्यते ॥१२३

**समत्वं यस्य सर्वेषु निस्पृहः शान्तमानसः ।**
**सुप्रसन्नः सदा योगी स वै सर्वधनी नरः ॥१२४॥**

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યું; "જેના પુણ્ય કર્મની પ્રશંસાનો વાચક શબ્દ જ્યાંસૂધી આકાશ અને ભૂમિપર સંભળાય છે, ત્યાંસૂધી તે પુરુષ કહેવાય છે.[૧૨૨] જેને સારું અને નરતું સમાન છે, તેમ જ સુખ અને દુઃખ પણ જેને સમાન છે, તથા ભૂત અને ભવિષ્ય એ બે કાળ પણ જેને સમાન છે, તે જ પુરુષ કહેવાય છે.[૧૨૩] જે બધાઓમાં સમાનપણું જોય છે, નિસ્પૃહ છે, જે શાંત મનવાળો છે, જે હમેંશા સુપ્રસન્ન રહે છે એવો યોગી તે જ ખરે મનુષ્યોમાં સર્વ ધનનો અધિકારી છે."[૧૨૪] (પ્રશ્નો ૧૨૪)

[ભાવાર્થઃ—જીવની સકામ અને નિષ્કામ કર્મો કરવાથી જે એક કીર્તિ ઉત્પન્ન થાય છે તે ભૂલોકમાં અને સ્વર્ગલોકમાં ફેલાય છે. જ્યાંસૂધી તે કીર્તિ શબ્દનો નાશ થતો નથી, ત્યાંસૂધી કર્મ કર્ત્તા પુરુષ જીવતો રહે છે; અને કર્મ ફળો ખુટી જાય છે ત્યારે ફરીને આ લોકમાં પૂર્વ વાસના પ્રમાણે જન્મીને જીવ પાછો કર્મો કરે છે; તેથી સોપાનારોહ ક્રમથી નિષ્કામ કર્મ કરનારાની મુક્તિ થાય છે, અને અવરોહ ક્રમથી સકામ કર્મ કરનારાઓ, મિથ્યા વાસનાથી સંપૂર્ણ રીતે બંધાઈ જાય છે. અને જે મનુષ્ય સર્વ ઠેકાણે સમાન ભાવ રાખે છે તેજ બ્રહ્મજ્ઞાની ગણાય છે, અને તેને જ સર્વ ધનનો અધિકારી એટલે પૂર્ણ કામનાવાળો જાણવો જોઇએ.]

यक्ष उवाच ।
व्याख्यातः पुरुषो राजन्यश्च सर्वधनी नरः ।
तस्मात्त्वमेकं भ्रातॄणां यमिच्छसि स जीवतु ॥१२५॥

યક્ષે કહ્યું; "હે રાજા! તેં પુરુષની વ્યાખ્યા કરી, તથા સર્વ ધનના અધિકારી પુરુષનું લક્ષણ પણ કહ્યું, માટે તું તારા ભાઈઓમાંથી જે એકને જીવતો કરવાની ઈચ્છા કરતો હોય તે ભલે જીવતો થાય."१२५

युधिष्ठिर उवाच ।
श्यामो य एष रक्ताक्षो बृहत्साल इवोत्थितः ।
व्यूढोरस्को महाबाहुर्नकुलो यक्ष जीवतु ॥१२६॥

યુધિષ્ઠિર બોલ્યા; "હે યક્ષ! શ્યામ રંગનો, રાતી આંખવાળો, મોટા શાલના વૃક્ષની પેઠે લાંબા શરીરવાળો, વિશાળ છાતિવાળો અને મોટા બાહુવાળો આ જે નકુળ પડ્યો છે તે જીવતો થાવ."१२६

यक्ष उवाच ।
प्रियस्ते भीमसेनोऽयमर्जुनो वः परायणम् ।
त्वं कस्मान्नकुलं राजन्सापत्नं जीवमिच्छसि ॥१२७॥
यस्य नागसहस्रेण दशसङ्ख्येन वै बलम् ।
तुल्यं तं भीममुत्सृज्य नकुलं जीवमिच्छसि ॥१२८॥

तथैनं मनुजाः प्राहुर्भीमसेनं प्रियं तव ।
अथ केनानुभावेन सापत्नं जीवमिच्छसि ॥१२९॥
यस्य बाहुबलं सर्वे पाण्डवाः समुपासते ।
अर्जुनं तमपाहाय नकुलं जीवमिच्छसि ॥१३०॥

યક્ષ બોલ્યો; "હે રાજા ! આ ભીમસેન તને વહાલો છે; અને આ અર્જુન તારું પરમ વિશ્રામ સ્થાન છે, છતાં તું તારા ઓરમાન ભાઈ નકુળને જીવતો કરવાની કેમ ઇચ્છા કરે છે?[१२७] જેનામાં દશ હજાર હાથીના જેવું બળ છે એવા ભીમસેનને મૂકીને, તું નકુળને જીવતો કરવાની કેમ ઇચ્છા કરે છે?[१२८] મનુષ્યો પણ કહે છે કે આ ભીમસેન તને વહાલો છે; છતાં તું કયા અભિપ્રાયથી ઓરમાન માના પુત્રને જીવતો કરવાની ઇચ્છા કરે છે?[१२९] જેના બાહુબળની સર્વે પાંડવો ઉપાસના કરે છે, તે અર્જુનનો ત્યાગ કરીને તું નકુળને જીવતો કરવાની ઇચ્છા કેમ કરે છે?"[१३०]

### ધર્મ શું છે? સમદૃષ્ટિ

युधिष्ठिर उवाच ।
धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मं न त्यजामि मा नो धर्मो हतोऽवधीत् १३१
आनृशंस्यं परो धर्मः परमार्थाच्च मे मतम् ।
आनृशंस्यं चिकीर्षामि नकुलो यक्ष जीवतु ॥१३२॥

धर्मशीलः सदा राजा इति मां मानवा विदुः।
स्वधर्मान्न चलिष्यामि नकुलो यक्ष जीवतु ॥१३३॥
कुन्ती चैव तु माद्री च द्वे भार्ये तु पितुर्मम।
उभे सपुत्रे स्यातां वै इति मे धीयते मतिः॥१३४॥
यथा कुन्ती तथा माद्री विशेषो नास्ति मे तयोः।
मातृभ्यां सममिच्छामि नकुलो यक्ष जीवतु ॥१३५॥

યુધિષ્ઠિર બોલ્યા; "ધર્મનો જો નાશ કર્યો હોય તો તે નાશકર્ત્તાનો નાશ કરે છે અને ધર્મનું રક્ષણ કર્યું હોય તો તે રક્ષણકર્ત્તાનું રક્ષણ કરે છે, માટે જ હું ધર્મનો ત્યાગ કરતો નથી, અને નાશ કરેલો ધર્મ અમારો નાશ ન કરો.[131] હે યક્ષ! સર્વપર સમાન ભાવ રાખવો એ પરમ ધર્મ છે અને પરમાર્થ (સત્ય) કરતાં તેને હું શ્રેષ્ઠ માનું છું. માટે હે યક્ષ! હું સમાન ભાવ રાખવાની ઇચ્છા રાખું છું, અને તેથી નકુળ જીવતો થાવ.[132] હે યક્ષ! 'ધર્મરાજા સદા ધર્મશીળ છે.' આમ મનુષ્યો મારે માટે જાણે છે, માટે હું સ્વધર્મમાંથી ભ્રષ્ટ થઇશ નહીં, ને તેથી નકુળ જીવતો થાવ.[133] મારા પિતાને કુંતી અને માદ્રી એમ બે સ્ત્રીઓ હતી, માટે તે બન્ને પુત્રવતી રહે એ મારો નિશ્ચય વિચાર છે.[134] મને જેવાં મારાં માતા કુંતીજી છે, તેવાં જ માદ્રી પણ છે, તે બન્નેમાં મને કોઈ પણ વધારે નથી. હે યક્ષ! હું બન્ને માતાઓના તરફ સમાન ભાવથી વર્તવાની ઇચ્છા રાખું છું, તેથી નકુળ જીવતો થાવ."[135]

यक्ष उवाच ।
यस्य तेऽर्थाच्च कामाच्च आनृशंस्यं परं मतम् ।
तस्मात्ते भ्रातरः सर्वे जीवन्तु भरतर्षभ ॥१३६॥

યક્ષ બોલ્યો; "હે ભરતવંશ શ્રેષ્ઠ રાજા! તમે અર્થ અને કામ કરતાં પણ સમભાવને શ્રેષ્ઠ માનો છો, માટે તમારા સર્વે ભાઈઓ જીવતા થાવ."[૧૩૭]

---

## અધ્યાય ૪ થો

### યમદેવે યુધિષ્ઠિરને આપેલું વરદાન

વૈશંપાયન કહે છે; હે જનમેજય! પછી યક્ષના કહેવાથી સર્વે પાંડવો ઉભા થયા અને એક ક્ષણમાં સર્વે પાંડવોની ક્ષુધા અને પિપાસા દૂર થઈ ગઈ.[૧] તે પછી યુધિષ્ઠિરે પોતાના ભાઈઓના તરફ દૃષ્ટિ કરીને કહ્યું કે, 'આ સરોવરમાં એક પગે ઉભેલા પેલા અજિત પુરુષને હું પૂછી જોઉં કે તે કોણ છે?' આમ ભાઈઓને કહીને, યુધિષ્ઠિરે યક્ષને પૂછ્યું કે; "આપ કયા દેવ છો? આપ યક્ષ હો એમ હું માનતો નથી.[૨] આપ વસુદેવોમાંના એક દેવ છો? અથવા તો આપ રુદ્રદેવોમાંના એક રુદ્રદેવ છો? કે પવનોમાં શ્રેષ્ઠ એવા આપ એક પવનદેવ છો? કે દેવોના રાજા ઇંદ્ર છો? આપ કોણ છો?[૩] મારા આ ભાઈઓ એક લાખ યોદ્ધાઓની સામે યુદ્ધ કરે તેવા છે; પરંતુ મેં એવો કોઈ યોદ્ધો જોયો નથી કે જેણે માર

મા સર્વે ભાઈઓને રણ ઉપર ઢોળી પાડ્યા હોય![4] અને
મારા આ સર્વે ભાઈઓની ઇંદ્રિયો એવી જણાય છે કે,
જાણે આ સર્વે સુખમાં નિદ્રા કરીને જાગ્રત થયા હોય, માટે
આપ અમારા સુહૃદ છો કે અમારા પિતા છો?"[5]

યક્ષે ઉત્તર આપ્યું; "હે કોમળ પરાક્રમી યુધિષ્ઠિર!
હું તારો પિતા ધર્મ છું; અને હે ભરતવંશશ્રેષ્ઠ! અહીં તને
મળવાની ઇચ્છાથી આવ્યો છું એમ તું જાણજે.[6] યશ,
સત્ય, દમ, શૌચ, આર્જવ, લજ્જા, અચપળતા, દાન,
તપ, બ્રહ્મચર્ય–આટલી (૧૦) વસ્તુઓ મારાં શરીરો
છે,[7] અને અહિંસા, સમાનતા, શાંતિ, તપ, શૌર્ય, ને
સરલતા, આટલી (૬) વસ્તુ મારાં દ્વાર છે એમ જાણજે;
અને તું મને સદા વહાલો છે એમ પણ જાણજે.[8] ઘણી
આનંદની વાત છે કે, આત્મદર્શનમાં સાધનભૂત, શમ,
દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધિ, એ પાંચ વસ્તુ
ઉપર તું પ્રેમ રાખે છે. વળી બીજી પણ ઘણી હર્ષની
વાર્તા છે કે, તેં ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુ,
એ ષટ્પદીનો વિજય કર્યો છે. ક્ષુધા તથા તૃષા જ્યારથી
મનુષ્ય જન્મે છે ત્યારથી તેનામાં પ્રવેશ કરે છે; તરુણા-
વસ્થામાં શોક અને મોહ પ્રવેશ કરે છે અને છેવટે મરણ
સમયે જરા અને મૃત્યુ એ બે વસ્તુ શરીરમાં પ્રવેશ કરે
છે.[9] તારું કલ્યાણ થાવ! હું ધર્મરાજા છું અને તારું
વર્તન જાણવાની ઇચ્છાથી અહીં તારી પાસે આવ્યો છું.
હે નિર્દોષ રાજા! હું તારો સમભાવ જોઇને પ્રસન્ન થયો

છું અને તને વરદાન આપું છું,[૧૦] અને હે નિર્દોષ રાજેંદ્ર! તું ઇચ્છાનુસાર વર માગી લે. તું માગશે તે વર હું તને આપીશ. જે પુરુષો મારા ભક્ત છે, તેઓ કોઈ પણ દિવસ દુર્ગતિને પામતા નથી."[૧૧]

યુધિષ્ઠિર બોલ્યા; "હે પિતાજી! હું તમારી પાસે પ્રથમ વર એ માગું છું કે એક મહામૃગ એક બ્રાહ્મણનું અગ્નિ મથવાનું યંત્ર, અરણી સાથે લઇને વનમાં નાસી ગયો છે; માટે તે બ્રાહ્મણના અગ્નિઓ નિત્ય પ્રજ્વલિવ રહે એવો તમે મને વર આપો."[૧૨]

ધર્મ બોલ્યો; "હે કુંતાપુત્ર રાજા! તારી પરીક્ષા લેવા માટે હું મૃગનો વેશ ધારણ કરીને તે બ્રાહ્મણનું અગ્નિ મથવાનું યંત્ર અરણી સાથે લઇને વનમાં નાસી ગયો હતો."[૧૩]

વૈશંપાયન કહે છે; હે જનમેજય! આ પ્રમાણે કહીને, ભગવાન્ ધર્મે ઉત્તર આપ્યું કે, "તે અગ્નિ મથન કરવાનું અરણીકાષ્ઠવાળું યંત્ર તને આપું છું!" આમ યમ રાજાએ ધર્મરાજાને કહીને પુનઃ કહ્યું કે, 'હે દેવસમાન યુધિષ્ઠિર! તું બીજો વર માગી લે. તારું કલ્યાણ થાવ.'[૧૪]

યુધિષ્ઠિર બોલ્યા; "અમે બાર વર્ષ સૂધી વનમાં રહ્યા છીએ અને હવે તેરમું વર્ષ આવી લાગ્યું છે; માટે તેરમા વર્ષમાં અમે જ્યાં રહીએ ત્યાં કોઇ પણ મનુષ્ય અમને પાંડવો તરિકે ઓળખે નહીં તેવો વર તમે

મને આપો."[૧૫] તે સાંભળીને, હે જનમેજય ! ભગવાન ધર્મ બોલ્યા; "હું તે વર પણ તને આપું છું." આ પ્રમાણે કહીને, સત્ય પરાક્રમી કુંતાપુત્રને વારંવાર ધીરજ આપતાં ધર્મરાજ બોલ્યા;[૧૬] "હે ભરતવંશોત્પન્ન ! તમે તમારા પોતાના રૂપમાં આ પૃથ્વી ઉપર ફરશો તોપણ તમને ત્રણે લોકમાંનો કોઇપણ પુરુષ ઓળખી શકશે નહીં.[૧૭] હે કુરુવંશવહન કરનારા પાંડવો ! તમે મારી કૃપાના પ્રભાવથી આ તેરમે વર્ષે વિરાટનગરમાં ગુપ્ત રીતે રહેજો અને તમને (ત્યાં) કોઈ પણ ઓળખશે નહીં.[૧૮] વળી તમે મનમાં જેનું જેવું રૂપ ધારણ કરવાની ઇચ્છા કરશો તેનું તેવું રૂપ ઇચ્છા પ્રમાણે ધારણ કરી શકશો.[૧૯]

(યુધિષ્ઠિરને સંબોધીને) હું મૃગનું રૂપ ધારણ કરીને તમારી પરીક્ષા કરવાની ઇચ્છાથી આ અરણીનું અગ્નિ મથન કરવાનું યંત્ર લઇ ગયો હતો, હવે તું તે પાછું લે ને તે બ્રાહ્મણને આપ.[૨૦] હે સૌમ્ય ! તારી ઇચ્છાનુસાર તું બીજો વર માગી લે, હું તને તે વર પણ આપીશ; કારણ કે, હે નર શ્રેષ્ઠ ! તને વર આપતાં મને તૃપ્તિ થતી નથી.[૨૧] વળી હે પુત્ર ! તું ત્રીજો પણ અનુપમ અને મોટો વર માગી લે; કારણ કે હે રાજા ! તું મારો પુત્ર થાય છે; અને વિદુર પણ મારા અંશમાંથી ઉત્પન્ન થયો છે, તેથી હું તમને બન્નેને એક જ ગણું છું."[૨૨]

યુધિષ્ઠિર બોલ્યા; "હે પિતાજી ! તમારાં સનાતન એવાં દેવદેવનાં સાક્ષાત્ દર્શન કર્યાં, તેથી હું કૃતાર્થ થયો છું.

હવે તમે મને પ્રસન્ન થઇને જે વર આપશો તે વર હું ગ્રહણ કરીશ.[૨૩] હે વિભો ! હું લોભનો, મોહનો, કામનો, તથા ક્રોધનો પરાજય કરું, તથા મારું મન નિત્ય દાન, તપ અને સત્ય ધર્મ ઉપર ભક્તિવાળું રહે તેવો વર તમે મને આપો."[૨૪] ધર્મ બોલ્યા; "હે પાંડવ ! તેં જેની માંગણી કરી છે, તે સર્વ ગુણો તારે વિષે સ્વાભાવિક રીતે છે તથા તું પોતે જ ધર્મ છે, છતાં તારા કહેવા પ્રમાણે તને સર્વ વસ્તુનો લાભ થશે."[૨૫]

વૈશંપાયન કહે છે; હે જનમેજય ! આ પ્રમાણે કહીને, જગતનું શ્રેય કરનારા ભગવાન્ ધર્મ અદૃશ્ય થઇ ગયા. તે પછી સુખમાં નિદ્રા કરીને ઉઠેલા અને શ્રમરહિત થયેલા સર્વે મનસ્વી વીર પાંડવો એકઠા થઇને આશ્રમમાં આવ્યા; અને અરણીવાળું તે અગ્નિમથનનું યંત્ર પેલા તપસ્વી બ્રાહ્મણને પાછું આપ્યું.[૨૬–૨૭]

### કથાશ્રવણનું ફળ

ભીમાદિકના સજીવનની કથાવાળું તથા પિતા ધર્મ અને પુત્ર યુધિષ્ઠિરના સમાગમરૂપ તથા સંવાદરૂપ, કીર્તિને વધારનારાં આ મોટા ઉપાખ્યાનનો જે પુરુષ પાઠ કરે છે તે જિતેંદ્રિય, વશી, પુત્રપૌત્રસંપન્ન, અને સો વર્ષના આયુષ્યવાળો થાય છે.[૨૮] જે મનુષ્યો આ પવિત્ર આખ્યાનને સારી રીતે સાંભળીને હૃદયમાં તેનું મનન કરે છે તેઓનું મન, અધર્મ ઉપર, સ્નેહીઓની

વચ્ચે ફાટફુટ કરવામાં, પરસ્ત્રી સાથે વ્યભિચારાદિક કરવામાં અને કૃપણપણામાં કોઈ પણ દહાડો પ્રીતિ રાખતું નથી.[૨૯]

श्रीकृष्णार्पणमस्तु

આ પ્રમાણે શ્રીવેદવ્યાસના રચેલા શ્રીમહાભારતના
આરણ્યક(વન) પર્વના આરણેય નામના પેટાપર્વમાં
યક્ષપ્રશ્નોત્તરના ચાર અધ્યાયો—(૩૧૦ થી
૩૧૩ સુધીના) સંપૂર્ણ થયાં.

પુસ્તક મળવાનું ઠેકાણું:—
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ. નં ૧.

**શ્રીજ્ઞાનસૂર્યોદય અથવા ભક્તરાજનો સદુપદેશ**

ભાગ ૨ જો

આ ગ્રંથમાં ધર્મ વિષે સમજુતિ આપેલી છે અને તે સાથે ભક્તિયોગ અને જ્ઞાનના દાખલાઓ અને સિદ્ધાંતો પણ આપેલા છે. આ ત્રણે ગ્રંથો વાંચવા વિચારવા જેવા છે. એ વાંચવાથી હૃદયની શાંતિ થાય છે. ... ... ... ... રૂ. આ. ૧– •

**શ્રીજ્ઞાનસૂર્યોદય અથવા ભક્તરાજનો સદુપદેશ**

ભાગ ૩ જો

આ ગ્રંથમાં મનુષ્યને બ્રહ્મ, જગત, જીવ, સાધન અને ફળ સંબંધી ઉત્તમ જ્ઞાન થવા માટે ભક્તરાજે ૧૦૮ સુંદર મણિની માળા પરોવેલી છે. દરેક રત્નમાં એકાદેક સિદ્ધાંત અને દૃષ્ટાંત ખુબીથી ગોઠવેલો છે ... ... ... ... ૧– •

યોગાનંદ સ્વાનુભૂતિ અનુવાદ કર્તા: તુળશીદાસ હરિકૃષ્ણદાસ પારખ. આ ગ્રંથમાં લેખકે આધ્યાત્મિક દૃષ્ટિએ બ્રહ્મા–પરમાત્માનો વિચાર–તેની ઇચ્છા શક્તિ (માયા શક્તિ) અને સૃષ્ટિની ઉત્પત્તિ; સૃષ્ટિયોગ, જીવયોગ, કર્મયોગ, જ્ઞાનયોગ અને છેવટે સ્વાનુભૂતિ અને મોક્ષ સંબંધી વિચાર કરેલો છે. એમાં આખું વેદાંત અને યોગશાસ્ત્ર સમાવેલું છે. ભાષા સરળ અને સુંદર છે. વેદાંત જ્ઞાનની પ્રક્રિયામાં પ્રવેશ કરવા માટે એક માર્ગદર્શક આ સારૂં પુસ્તક છે. પાકું પુઠું, સોનેરી નામ... ૩– •

